# શ્રી મંગળાચરણ.

## ૧ રાગ—નંદકે લાલા હો મતવાલા.

વિઘ્ન હરન ગવરી કે નંદન; સમરૂં સદા સુખદાઇ—ટેક
જો સુમરનસે આપ કટત હેં નિરમલ હો મતિ મોરી—વિ૦
અષ્ટમાસીધી નવનીધ કે દાતા કંઇ કોમલ કરો મોરી—વિ૦
અવગુન બહોત નહી ગુણ એકે માફ કરો ચુક મોરી—વિ૦
નિરમલદાસ સંતનકો સેવક, ગુરૂ ચરણ લપટાઇ—વિ૦

---

પદ. ૨

જયશ્રીકૃષ્ણ કહેવાની મારી ટેવ છે,
ટેવ છે ટેવ છે ટેવ છેરે—જયશ્રીકૃષ્ણ.
સીવ સનકાદીક ઓર બ્રહમાદીક,
નારદ મારા દેવ છેરે—જયશ્રીકૃષ્ણ.
સર્વે સભાને મારા દંડ પ્રણામ છે,
સંત બ્રાહ્મણ મારા દેવ છેરે—જયશ્રીકૃષ્ણ.

---

શ્રી રામ શ્રી રામ શ્રી રામ શ્રી રામ શ્રી રામ શ્રી રામ

શ્રી રામ શ્રી રામ શ્રી રામ શ્રી રામ શ્રી રામ

શ્રી રામ શ્રી રામ શ્રી રામ

શ્રી રામ શ્રી રામ

શ્રી રામ

---

શ્રી રામ રસ વાણીના પ્રથમના ફરમા બે પૃષ્ઠ ૧-૩૨ સુધી
શ્રી જૈન વિદ્યાવિજયમાં શા. વાડીલાલ નાથાલાલે છાપ્યા.
બાકીના ફરમા પાંચ પૃષ્ઠ ૩૩-૧૧૨ સુધીના
ધી પ્રજાહીતાર્થ મુદ્રણાલયમાં પા. સોમાભાઇ દલપતરામે છાપ્યા
શાહપુર નવીપોળ—અમદાવાદ.

॥ ॐ ॥

॥ श्रीगुरु चरणकमलेभ्यो नमः ॥

# मंगलाचरण.

નારાયણું નમસ્કૃત્યં, નરં ચૈવ નરોત્તમમ્;
દેવીં સરસ્વતીં વ્યાસં, તતો જય મુદીરયેત્,
નમો વાલ્મીક પરાશર, વ્યાસ શુક ચરણકમલેભ્યો નમઃ
અજ્ઞાન તિમિરાંધસ્ય, જ્ઞાનનાંજન સલાકયા,
ચક્ષુ રુન્મીલિતં યેન, તસ્મૈ શ્રી ગુરવે નમઃ
ગુરુબ્રહ્મા ગુરુર્વિષ્ણુ, ગુરુર્દેવો મહેશ્વરઃ
ગુરૂ સાક્ષાત્ પર બ્રહ્મ, તસ્મૈ શ્રી ગુરૂવે નમઃ
અખંડ મંડલાકાર, વ્યાપ્તં યેન ચરાચરમ્
તત્ પદં દર્શિતં યેન, તસ્મૈ શ્રી ગુરવે નમઃ
મુકં કરોતિ વાચાલં, પંગું લઘયતે ગિરિમ્
યત્ કૃપા તમહં વંદે, પરમાનંદ માધવમ્
ભકિત ભકત ભગવંત, ગુરૂ ચતુર્નામ વપુ એક
તિનકે પદ વંદન કિયે, નાશત વિઘ્ન અનેક
જીવન મુક્ત બ્રહ્મપર, ચરિત સુનહિ તજી ધ્યાન
જે હરિ કથા ન કરહિ, રતી તિનકે હૃદય પાષાણુ
રામ નામ મણિ દીપ ધરૂ જીહ દે હરિ દ્વાર
તુલસી ભીતર બાહિરો, જો ચાહે ઉજીયાર,
રામ નામકો કલ્પતરૂ, કલિ કલ્યાણુ નીવાસ;

જો સુમિરત ભયે ભાંગતે, તુલસી તુલસીદાસ;
ઈદં શ્રુતં ભાગવતં પુરાણું નારાશ્રિનો વે પુરૂષ પુરાણુમ્
હુતં મુખે નૈવ ધરા મરાણું તેત્રાં વૃથા જન્મ ગતાં નારાણુામ્
નિત્યં શ્લોકાર્ધં પાદંવા, શ્રીમદ્ ભાગવતં પઠેત્
શ્રુણોતિ શ્રદ્ધયા યુક્તો, ગો સહસ્ત્ર ફલં લભેત્
બ્રહ્માનંદ પરમ સુખદં, કેવલં જ્ઞાન મુર્તિ
દ્વંદ્વાતીતં ગગન સદશમ્ તત્વમસ્યાદિ લક્ષ્યમ્
એક નિત્યં વિમલ વચનં સર્વદે સાક્ષી ભૂતમ્
ભાવાતીતં ત્રિગુણ રહિતં, સદગુરૂ તં નમામિ
તત્રૈવ ગંગા યમુના ત્રવેણી, ગોદાવરી સીંધુ સરસ્વતી ચ;
સર્વાણિ તિર્થાનિવસન્તિ તત્ર યત્રા ચ્યુતોદારકથા પ્રસંગ;



## પરમેશ્વરને કરવાની સ્તુતી.

વાણી અને મન વીચાર કરે ન પામે;
જ્યાં નૈતિ નૈતિ કરતાં શ્રુતીઓ વિરામે;
જેને વદે વિવિધ શાસ્ત્ર પવિત્ર ધામ,
તે પ્રાણ બંધુ પરમેશ્વરને પ્રણામ,
કાળ સ્વભાવમય સૌથી સ્વતંત્ર,
જેને રચ્યો જગ્તરૂપ વિચીત્ર યંત્ર,
જે શુધ બુધ સુખ કારણ પુર્ણ કામ,

તે પ્રાણુ બંધુ પરમેશ્વરને પ્રણામ.

જે બુદ્ધિ આદિ શુભ સાધન આપનાર,
જેની કળા કૌશલ્યતા પ્રગતી અપાર;
જેને ન દોષ ગુણુ રૂપ નામ,
તે પ્રાણુ બધુ પરમેશ્વરને પ્રણામ.

જેના ભયે પૃથ્વી ધારણુ ધર્મ પાળે,
જેના ભયે નહી હુતાસન સદ્ય બાળે;
જેના ભયે પવન વાય ન થાય ધામ,
તે પ્રાણુ બંધુ પરમેશ્વરને પ્રણામ,

સીમા તજે ન સમુદ્ર સમર્થ તોય,
જેનો કદાપિ વીનાસ કરે ન કોય;
આકાશથી ન અવકાશ તજાય આમ,
તે પ્રાણુ બંધુ પરમેશ્વરને પ્રણામ.

જે જીવ શીવ અને જગત સ્વરૂપ,
જે અચરાચર તણો અતી ઉગ્ર ભુપ,
જે સૌનું અતી અલૌકીક એક ઠામ,
તે પ્રાણુ બધુ પરમેશ્વરને પ્રણામ.

પાસે છતા અદશ્ય વશ્ય રહે છે,
છેટે છતાં હ્રદયમાં રમ્યા કરે છે;
જેને જરાય અડે ન જડ હાડ ચામ,
તે પ્રાણુ બધુ પરમેશ્વરને પ્રણામ.

સત્તા વડે પુર્ણ પોષણ કરે છે,
સત્તાદીથી વિવિધ અવતાર લે છે;
જેના વિષે પ્રલયમાં સૌને વિરામ,
તે પ્રાણ બંધુ પરમેશ્વરને પ્રણામ.

જેને વિરંચી હરીને હર નામ આપી,
ભાવે કરે ભજન પુણ્ય વડે પ્રતાપી;
જીભે જપાય હર કેશવ કૃષ્ણરામ,
તે પ્રાણ બંધુ પરમેશ્વરને પ્રણામ.



સદગુરૂ સંગે રહીએ રંગ, આનંદ વાધે અંગે;
પુરણ પ્રેમ તરંગે, પ્રભુને નીહાળીએરે.
નયણે નીરખું હૈડે હરખું, નહિ શામળીઆના સરખું;
અલબેલા વાલા શું અંતર ટાળીએરે
આનંદકારી અખંડ વીહારી; ગોપીવર ગીરધારી;
હું બલીહારી વારી તારા નામનેરે.
જ્યાં જોઉં ત્યાં તેઓ તેતો અકળ સ્વરૂપી એવો;
સ્નેહ ધરીને સેવો સુંદીર શ્યામનેરે.
રમતા રામ નીરંતર ન્યાળો, હું મારાને નિશ્ચે તાળો;
પ્રીતમ પ્રેમે પાળો નાતો નેહનોરે.



આટલો સંદેશો મારા ગુરૂજીને કહેજો.
સેવકના રૂદીઆમાં રહેજો, સંદેશો મારા ગુરૂજીને કહેજો.
કાયાનું દેવળ હમોને લાગે છે કાચું,
તેની ભારવણી હમને દેજો— સંદેશો૦
કાયા જઇ પડશે એતો કયાં જઇ સમાશે,
તે ઘર બતલાવી હમોને દેજો— સંદેશો૦
સાધન સમરણ હમે કેનાજ કરીએ,
તેવું બતલાવી હમને દેજો. સંદેશો૦
બેઉ કરજોડી સંત અંબારામ બોલ્યા,
તે દહાડે દરસન હમને દેજો— સંદેશો૦

આટલો સંદેશો મારા ગુરૂજીનો આવ્યો,
સેવકને સાનમાં સમજાવ્યો— સંદેશો૦
પવન પાણી પૃથ્વી તેજ આકાશ,
જાન ઉગરે તો ઓળખી લેજો— સંદેશો૦
સાધન સમરણ તમે ગુરૂજીના કરજો,
ગુરૂ મૂર્તિ ધ્યાનમાં ધરજો— સંદેશો૦
પોતે હતાં એતો પોતે સમાયો,
ભાઉ શરમ ઓળખાયાં— સંદેશો૦
બેઉ કર જોડી સંત અંબારામ બોલ્યા,
તે દહાડે દરશન અમને દીધાં— સંદેશો૦



હરિજન હીંમત હોય તો, શરણું સતગુરૂનું લઇએરે;
તન મન ધન અર્પણ કરી, ગુરૂના વચનમાં રહીએરે—હરિ,
શીષ સમરપીને શીશ થયા, પાછી પાની નવ દઇએરે;
મન કર્મ વચનને વશ કરી, ગુણલા ગોવિંદના ગાઇએરે. હ.
હિંમત રાખી સગાળશાએ, જેની ચંગાવતી રાણીરે;
સાધુ જમાડવાને સુત હણ્યો, આંખે નવ આવ્યાંરે પાણીરે. હ.
પાંચ પાંડવ છઠ્ઠાં કુન્તામા, લાખા ગૃહમાં લેવાયાં;
પ્રાણ જતા સુધી દ્રઢ રહ્યા, તો ગરૂડ ધ્વજ ધાયારે—હ.
ગુરૂરે ગોવીંદ સમ જાણીએ, ભીન્નભાવ નવ કરીએરે,
ગુરૂની કૃપાથી ગોવિંદ મલે. જેથી ભવજલ તરીજેરે—હ.
સંત ચરણ રજ સેવતાં, સૌ, સાધન ફલ લઇએરે;
મુળદાસ કે છે જીવનદાસને, તો તો અમરાપુર જઇએરે—હ.



હારે હરિ વસે હરિના જનમાં,
હાંરે તમો શું કરશો જઇ વનમાંરે— હરિ૦
ભેખ ધરીને તમો શીદ ભટકો છો,
પ્રભુ નથી કોઇ અરણ્યમાંરે— હરિ૦
કાશી જાવો તમે ગંગાજી નાવો,
પ્રભુ નથી પાણી પવનમાંરે— હરિ૦
જોગ કરોને તમે જગન કરાવો,
પ્રભુ નથી હોમ હવનમાંરે— હરિ૦

બાઇ મીરાં કહે પ્રભુ ગીરધર નાગર,
હરિ વસે છે હરિના જનમાં રે— હરિ૦



વહાલો પ્રેમને વશ થયો રાજીરે, એમાં શું કરે પંડતને કાજીરે
મથુરાના વાસી તો ઘેર આવોને, શામળાનો સંદેશો લાવો ને.
વહાલો૦
કરમાબાઇનો ખાધો ખીચડો, અને વિદુરની ખાધી ભાજી.
જુઠા બોર સવરીના ખાધા,વહાલે છપ્પનભોગ મેલ્યા ત્યાગીરે
વહાલો૦
વિદુરને ઘેર શ્રીકૃષ્ણ પધાર્યાને, કેળાં લાવ્યાં બે માગી
ગર્ભ કાઢીને છાલ ખવરાવી, વહાલે તોયે ના જોયું જાગીરે. વહાલે
ગુણકા હતી તે પોપટ પઢાવતી, અને તેમાંથી લેહ લાગી;
ભગવાન એને સ્હેજે મળ્યા, એની સંસારની ભ્રમણા ભાગીરે. વ૦
ભગતની લોક નિંદા કરે, ને જગત થયું છે પાજી,
ભલે મળ્યા મહેતા નરસિંહનો સ્વામી, માથે ગીરધર રહયો છે
ગાજીરે. વાલો૦



તારો નેડો લાગ્યો મને રાજા રણછોડરે,
રાજા રણછોડરે, રંગીલા રણછોડરે. તારો૦
અધમ ઓધારણ નામ તમારૂં મહાત્તમ તેનું મોટું રે,
હરતાં ફરતાં તમને સમરૂં, બાકી સરવે ખોટું રે. તારો૦

કાશી દેખી દેખી દ્વારકાં, તીરથ દેખ્યાં ઝાઝાંરે;
સતસંગતમાં બેઠો ત્યારે, મનડે મુકી માઝારે; તારો.
ભવસાગરમાં ડુબ પડયો છું, સગાંસંબંધી લુંટેરે;
દાસ છોટમપર દયા કરો તો, ભવનાં બંધન છુટેરે. તારો



હાંરે હરિ તમે મારા ને હું તમારો,
જાણી પોતાનો મને તારોરે. હરિ.
બાનુ તમારૂં માટે શરણે રાખો,
અવગુણ ના જોશો મારારે. હરિ.
મને વહાલું હરિ નામ તમારૂં,
સંસાર લાગે બધો ખારોરે. હરિ.
કામ ક્રોધ મારી કેડે પડયા છે,
કુડ કપટ મારા કાઢોરે હરિ.
મહેર કરીને મહરાજ પધારો;
અંત સમે એક દહાડોરે. હરિ.
દાસ નારણસીંગ ગુરૂ પ્રતાપે,
આવ્યા કારજ માહરા સારોરે. હરિ.



ધન્ય આજની ઘડીરે રળિઆમણી,
મારો વહાલો આવ્યાની વધામણીજીરે વધામણીજીરે. ધન્ય.
હાંરે પુર્યાં પુર્યાં સોહાગણે સાથીઆ,
જેમાં મલપતા આવે હરિ હાથીઆજીરે, હરિ હાથીઆજીરે.
ધન્ય.

હાંરે હું તો કદલીના સ્થંભ રોપાવતી,
મારા વાલાજીના મંડપ રચાવતીજીરે રચાવતીજીરે. ધન્ય.
હું તો મોતીડાના ચોક પુરાવતી
મારા વાલાજીની સેજ બીછાવતીજીરે બીછાવતીજીરે. ધન્ય.
હાંરે હું તો ફુલડાના કોટ ચણાવતીજીરે;
મારા વાલાજીની આરતી ઉતારતીજીરે ઉતારતીજીરે. ધન્ય.
હાંરે હુંતો જાવું શ્રીવલ્લભકુળને વારણેરે,
મ્હેતા નરસિંહનો સ્વામિ ઉભો બારણેજીરે ઉભો બારણેજીરે
ધન્ય,



મારો વાલો તે વ્રજમાં આવે નહીરે,
ઓધવ કોનેરે વાલમ કહોને અમારો કયો વાંક, મારો.
ઓધવ આઠરે દહાડાની અવધો કરીને,
એને વીતીરે એને વીતી ગયા ખટ માસ. મારો
ઓધવ વિપ્ર તે સરવે ખોટા પડયારે,
ખોટા પડીઆરે ખોટા પડીયા જોષીડા કેરા જોષ. મારો.
ઓધવ હેતરે હતું તે હરી લેઈ ગયારે
અમને દઈનેરે અમને દઇને ગયેલ ઘણો દોષ મારો,
ઓધવ વાંકરે વિના નવ સંતાપીએરે,

અમો શંકરે અમો શંક ઉપરે કીયો રોષ— મારો,
ઓધવ ઉંચી ચઢુંને નીચી ઉતરૂં રે
હું તો જોઉંરે હું તો જોઉં વાલમ કેરી વાટ મારો,
હાંરે ગુરૂ ગાયરે ગેમલ અરજ એટલીરે
મુને ખારોરે મુને ખારો લાગે છે વ્રજ દેશ મારો.



મુજે દે દર્શન ગીરધારીરે, તેરી સાવરી સુરતપર વારીરે–મુજે.
જમુના તટપર ધેન ચરાવે, મધુર મધુર સ્વર બેન બજાવે,
ખાંધે કામળીઆ કાળીરે. મુજે૦
મોર મુગટ પીતાંબર સોહિએ, દેખ રૂપ મુનીગણુ મન મોહે,
કુંડલકી છબી ન્યારીરે. મુજે૦
બંદ્રાવનમાં રાસ રચ્યો છે, ગોપ ગોપીકા સંગ મીલ આવે,
નેપુરકી ધુન પ્યારીરે. મુજે૦
ભકત હેત હરિ રૂપ બનાબ્યો, બ્રહ્માનંદ મેરે મન ભાયો,
ચરણુકમલ બલીહારીરે. મુજે૦



હરિ ભજીએ તો આવે સુખની લહેર જો,
આ દુર્લભ મનુષ્યા દેહનો લ્હાવો લીજીએ;
કયાં થકી આવ્યો ને જીવ તારે કયાં જાવું,
બોલ વિચારી જો ઠરવાનો ઠામ જો.
આ જુઠા જગત સાથે ઝગડો નવ કીજીએ;
અંતે સાચો બોલી સીતારામ જો; આ દુર્લભ.

આ મનુષ્યા દેહ પામ્યોરે મોંઘા મુલનો,
કોટી જન્મનાં પુણ્ય તણો નહિ પાર જો.
આ શીશને સાટેરે માગી નહિ મલે,
એક ઘડી તારી લાખેણી વહી જાય જો. આ દુર્લભ,
આ વ્રજવાસી ગોપીએ લ્હાવો લુંટીઓ,
મુકી દીધી કંઇ માત પિતા કુળ લાજ જો,
સાચું તે સગપણુરે સામળીઆ તણું,
સરીઆ સરીઆ એ વ્રજ વનિતાના કાજ જો .આ દુર્લભ
આ તન મન ધન જોબનરે રંગ પતંગનો,
આ જોત જોતાંમાં તો વણુસી જાય જો.
અંતરમાં ઓળખી લે આતમારામને,
કહે પ્રીતમ તારૂં આવાગમન મટી જાય જો. આ દુર્લભ

—•—

લેહ લાગીરે લેહ લાગી રામ સીતા પતિ તારી લેહ લાગી.
પ્રભુ તમને ભજયાથી મારી ભીડ લાગી. રામ૦
ધ્રુવને લાગી પ્રહલાદને લાગી મહેતા નરસિંહની ભીડ ભાગી
રામ૦
અજ્ઞાનની કોટડીમાં ઉંઘ ઘણી આવે જ્ઞાનીને શબ્દે હું જાગી
રામ૦
રમણુ રેતીમાં રાસ રચ્યો છે, ગોપીઓના સંગે હું મહાલી
રામ૦
બાઇ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણુ સતસંગતની લેહ લાગી
રામ૦

કનૈયા તોરી બજ રહી બાંસલીઆ ( ૨ )
બાંસલીઆરે બાંસલીઆ કનૈયા તોરી બજ રહી બાંસલીઆ
વહાલાને પાયે નેપુર વાજે, ઠુમક ઠુમક પાઉં ધરેરે કનૈયા
કનૈયા૦
દૂધ ના ખાવે વહાલો દહીં ના ખાવે, માખણુ મીસરીકો
બડોરે ખવૈયા. કનૈયા.
શાલ દુશાલા હરિકું ધ્યાનમેં ના આવે, કાળી કામળીઆં
કો બડોરે ઓઢઇયાં. કનૈયા.
જમુના કે નીરે તીરે ધેનુ ચરાવે, ગાયો કે ગોવાળ વાલો
બડોરે ચરીયા કનૈયા.
સુરદાસ જાય પ્રભુ તમારે મીલનકો, બંસીબટકો બડોરે બજઇયાં
કનૈયા.



નંદલાલ મેલોને મનના આંબળા,
ભક્તિ વાલી લાગી શામળારે વાલા. નંદ.
પેશી પાતાળે પ્રભુ કાળી નાગ નાથ્યો.
તે દહાડાના થયા શામળારે વહાલા નંદ.
પાંડવોની તમે પ્રતીજ્ઞા પાળી,
લાખા ભુવનમાં ઉગારવારે વાલા. નંદ.
તાતી કઢાઇ તમે શીતળ કીધી,
સુધનવાને ઉગારવારે વાલા. નંદ.

ઝેર હતા તે અમૃત કીધા,
મીરાંની લજ્જા રાખવારે વાલા. નંદ.
કુંવરબાઇના વાલે મામેરાં પુર્યાં,
નરસિંહની લજ્જા રાખવારે વાલા. નંદ.
હિરણ્ય કશ્યપને નખે વધેર્યો,
પ્રહલાદને ઉગારવારે વાલા. નંદ.
રાજા રાવણને રણમાં રોળ્યો,
વિભીષણને રાજ્ય આપવારે વાલા. નંદ.
બાઈ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ,
ચરણ કમળ ચીત રાખવારે વાલા. નંદ.



સીતાના સ્વામિ તમારો ભરૂસો મને ભારી.
રંક ઉપર વહાલો ચમર ઢોળાવેરે
ભુપને કીધા ભીખારી રે સીતા.
દેવળ ફેરવી વાલે દરશન દીધાંરે
ટેલૈયો ઉગાર્યો પેલી પારરે. સીતા.
નખ વધારી વાલે હિરણ્યાકશ્યપ માર્યોરે,
પ્રહલાદને લીધો ઉગારીરે. સીતા.
પાંડવોની વહાલે સહાયજ કીધીરે.
લાખા ભુવનમાં મુકી બારીરે. સીતા.
પેસી પાતાલે પ્રભુ કાલી નાગ નાથ્યોરે,
શ્યામ થયા છો મોરારીરે. સીતા.

તાની કઢાઇ તમે શીતળ કીધીરે,
સુધાનવાને લીધો ઉગારીરે, સીતા.
ભલે મળ્યા મહેતા નરસિંહના સ્વામીરે,
નામ ઉપર જાઉં વારીરે. સીતા.



## શ્રી રણછોડરાયકા જય.

જો તું પુરાણ પઢેરે અઢાર, જો તું સીખ સુણે વારંવાર;
જો તું વદ ભણે મુખ ચાર, જો તું ઉપાનષદને ગાવે
તોએ ભક્તિના તોલે ના આવે.
જો તું ભગવા કરે બ્રહ્મચારી, જો તુ નીકટ ન લાવે નારી,
જો તું દુધ પીયે દુધ ધારી, જો તું સસાર સ્વપ્ને ગુમાવે.
તોએ ભક્તિની તોલે ના આવે.
જો તું જલ સીંચે શીવલીંગે, જો તું પુષ્પ ચઢાવે બહુ રંગે
જો તું ચદન લેપરે, અંગે, જો તુ કરથી ગાલ બજાવે,
તોએ ભક્તિની તોલે ના આવે.
જો તું પારથી પુંજા લેવે, જો તું નીત્ય નવા નવા સેવે,
જો તુ ધુપ બત્તા કરે દેવ, જો તું જલમાં જઇ પધરાવે,
તોએ ભક્તિનો તોલે ના આવે,
જો તું મુન ગ્રહેરે મુની, જો તું જગ્યા પકડરે સુની,
જો તું અજબ લગાવેરે ધુની, જો તું સાન કરી સમજાવે,
તોએ ભક્તિની તોલે ના આવે.

જો તું બોત પાળેરે આચાર, જો તું જુગથી રહે ન્યારા,
જો તું ભોજન કરે એક વાર, તું દીનમાં દસવાર નાહે,
તોએ ભક્તિની તોલે ના આવે.

જો તું કરવત લેવેરે કાશી, જો તું જુગમાં લેવેરે સાબાશી,
જો તું સદા રહે અપવાસી, જો તું ચૈ.દ સભાને સમજાવે,
તે.એ ભક્તિના તોલ ના આવે.

જો તું દાન દેવે ગવરીકા, જો તું કુપ ખોદાવેરે નીકા,
જો તું હવાડા ભરાવેરે ઘીકા, જો તુ ખે.બલે ખાંડ પીરસાવે
તે:એ ભક્તિ૦

જો તું દેવળ બંધાવે ઠાઠે, જો તું સરોવર બંધાવેરે ઘાટે,
જો તું પરબ મંડાવેરે વાટે, જો તું વનમાં તે વાવ ખોદાવે
તોએ ભક્તિ૦

જો તું ધ્યાન ધરે લક્ષ ભોગા, જો તું કંચન કરે એક તોળા
જો તું દ્રવ્ય લુટાવેરે બોરાં, જો તું બાંધી તે બેડીઓ છોડાવે
તોએ ભક્તિ૦

જો તું કૃષ્ણ લગાવેરે નીશા, જો તું જટા વધારેરે સીશા,
જો તું ધુની તાપે ચારે દીશા, જો તું વાઘ ચર્મ બીછાવે
તોએ ભક્તિ૦

જો તું કાન ફાડી ચક્રધારે; જો તું તીરથ ભટકેરે બાહરે,
જો તું તુંબી લંગોટીને વાળો, જો તું તડ તુંબીડ બજાવે,
તોએ ભક્તિ૦

એ તો કહેને કબીર જન સોઈએ, જેને ગુરૂગમ પુર્ણ હોઈએ,
તે નર ભક્તિ કરે નર સોહીએ, જ્યારે પાંચ વિષયોને હઠાવે
ત્યારે ભક્તિની નાસે આવે.



ભક્તિ મહા બળવંતીરે વાલો વશ થઈ આવે ઘેર,
ભકિતને વશ થઈને વાલો વસીઓ ગોકુલ ગામ.
આહીરડાને લાડ લડાવ્યા, એવો છે સુંદર શામ. ભક્તિ૦
વેદ પુરાણ પોકારે હરિનું, પતિત પાવન નામ;
એ પાંડવોની સાથે રહીને, સઘળાં કીધાં કામ ભકિત૦
અમરીષને હેતે અવતરીઆ, ભકતન કેરે હેર,
રઘુનાથને પામ્યા કેરી, એક પુરવની છે પેર. ભકિત૦



એસી બન જાયગી, ગોવીંદ ગુણ ગાયસે,
ધ્રુવકી બન ગઇ, પ્રહ્‌લાદકી બન ગઇ,
પુતનાકી બન ગઇ, દુધ પીલાયસે. એસી૦
ગુણકાકી બન ગઇ, ગોપીકી બન ગઇ,
કુબજાકી બન ગઇ, ચંદન લગાયસે. એસી૦
વીદુર કી બન ગઇ, પાંડવોકી બન ગઇ,
કરમાકી બન ગઇ, ખીચડા ધરાયસે. એસી૦
પીપા કી બન ગઈ, મીરાંકી બન ગઇ;
નરસિંહકી બન ગઇ, મીરાંકી બન ગઈ, એસી૦

રાંકાકી બન ગઇ, બાંકાકી બન ગઈ,
અજામેલકી બન ગઇ, નારાયણ પોકારશે. એસી૦
સુદામા કી બન ગઇ, સજનાકી બન ગઈ;
તુલસી કી બન ગઇ, પવન કુમારસે. એસી૦

ભગવાનની ભકિત કરતી વખતે ગભરાય નહી
તે વૈરાગ્યનાં લક્ષણ કહેવાય.

વહી લેને વીર રસની વાણીરે, જેથી રીઝે સારંગ પ્રાણી,
ફરી લેને આવી રૂડી કમાણી, જેથી લેશો મહાપદને માની.
વહી લેને૦
શેઠ સગાળશા દાતા દયાળુ, અને ચંગાવની શેઠાણી,
સાધુ જમાડવા સુત સંહારીયો, પાંપણે ના આવ્યા પાણી.
વહી લેને૦
બળરાય કેરા જગનમાં જાચવા આવ્યા હતા પુરૂષ પુરાણી
દાન આપીને રાયે દેહજ અરપ્યો સુરાની ભુજ સમજાણી
વહી લેને૦
મોરૂધ્વજરાજાએ મુસ્તક વેરાવ્યાં, અને વેદમાં એ વાર્તા લખાણી;
પુત્રને કામની બે કરવત તાણે, પીડા ન અંગની પીછાણી.
વહી લેને૦
નીચને ઘેર હરીશ્ચંદ્ર વેચાયા, અને વેચ્યાં તે રોહીદાસ રાણી,
સતને પાળવા, રાણી સંહારવા, રાજાએ તલવાર તાણી,
વહી લેને૦

દધીચી ઋષી દાતા દયાળુ, ને ઇંદ્રની પીડ ઉર આણી,
પોતાનાં અંગનાં અસ્થિ તે આપવાં, દેહ કર્યો ધુળધાણી.
વહી લેને૦

જટાયુ પક્ષીએ જાનકીને માટે, પોતાની પાંખો કપાણી;
મૃત્યુ ક્રીયા રઘુનાથે કરી, જુવો કેવી પુરવની કમાણી.
વહી લેને૦

એક વિવેકના ટેકે ભજો, સત્યનારાયણ નામ એ નીશાની;
તુલજારામ એમ તત્વ તપાસતાં, લેશો મહાપદ માની.
વહી લેને૦



દીવામાં દીવેલ ખુટયું હવે નથી વાર મુરખ મનમાં વિચાર,
તું જાણે હું જથાવાલો પુત્ર ને પરિવાર,
ઓચિતી આવી પડશે જમ કેરી ધાડ. મુરખ મનમાં૦
જુવાનીનું લટકું આવ્યું છે દહાડા ચાર,
મનમાં મસ્તાનો હીંડે, છોગા મેલે ચાર, મુરખ મનમાં૦
શુરો થઇને સામો આવે, બાંધે છે તરવાર;
માથા ઉપર મરણ ભમે કોપી રહ્યો કાળ. મુરખ મનમાં૦
લીલા વાંસની પાલખીને શ્રીફલ બાંધ્યાં ચાર,
ડાભની દોરીએ બાંધ્યો ઉચકનારા ચાર. મુરખ મનમાં૦
વન કેરી કાઠીને છાતી ઉપર ભાર.
કંચન કેરી કાયા તારી બળી થશે ખાખ મુરખ મનમાં૦

આગાં તારાં સ્વારથીઆ, કરે કાગારોળ;
મસાણ સુધી વળાવીને ઘેર પાછા જાય. મુરખ મનમાં૦
જીવ ગયો ક્યાં તેનો કરોને વિચાર,
જે રામના સ્વામી સમરો, ઉતારે ભવપાર. મુરખ મનમાં૦



## વૈરાગ્યનું ભજન.

જુવો રે તમે જગતના પ્રાણીરે, માથે છે મોત તણી નીશાની;
મારૂં મારૂં કરી માની બેઠો પશુ, તારૂં નથી હે જાણી.
એક દિવસ એવો આવશે, સુઈ રહેવું સોડ તાણી. જુવોરે;
આટલું કાંધું અને આમ કરવું છે, એમ ધંધાની ધુંસરી તાણી;
કાળા મટીને તને ધોળા આવશે, બોલાશે તોતડી વાણી. જુવોરે.
મુનસફ થઈને મોટપ માનતો, અને બોલતો ઘાંટા તાણી;
કાળ શત્રુ તને ઘેરશે, ત્યારે કંઠે ઉતરશે નહી પાણી. જુવોરે.
માતપિતા ને બેન બનેવી, વાટ જુવે છે ભાણી;
મુંડી કમાવા જાવે ગયા ત્યાં, જમડે લીધો તાણી. જુવોરે.
દુધ સાકર ને ચોખાથી જમતો, અને સાધુને આપતો ધાણી;
બોજો ભગત કહે મુવા કેડ, તને ખોબલે નાખશે પાણી. જુવોરે.



## અહંકાર નહિ કરવા વિષેનું ભજન.

ઉઠી ગયા એવા એવા અહંકારી, રહ્યા નહી દુનીયામાં દેહધારી
છત્રપતિ છ.જયો નહી દુર્યોધન, માતા સતી ગાંધારી;

સો સો પુત્રમાં સેષ રહ્યું નહી, મેલવા મુખમાં વાળી ઉઠી ગયા
મગધદેશનો રાજા જરાસંધ, મંડ્ડીપાળો બાંધતો મારી;
ચરણ ગ્રહી તેને ભીમસેને ચીરીયો. મરણ ગયો મુઢ હારી. ઉઠી
રાવણ જેવા રાજા હતા જેને, રીઝયા હતાં ત્રીપુરારી;
ધડને મુસ્તક તેનાં રણમાં રઝળ્યાં, રાંડી મંદોદરી રાણી. ઉઠી.
સાઠ હજાર સુત રાજા સગરના, ખલકમાં થઇ ગઇ ખ્વારી;
મુની કપીલના શ્રાપે તે બળીઆ, ગયા અવનીમાં અંગ ઉતારી
ઉઠી ગયા એવા૦

હીરણ્યકશ્યપ મોટો હંકારી, તે માનતો હું છું મોરારી;
વીશ્વપતીએ તેને મારીયો, તેમાં કોઇની ન ચાલી કારી.
ઉઠી ગયા એવા૦

માનધાતા સરખા રાજા હતા, તેને માની હતી પૃથ્વી મારી
અવસાનકાળે ચાલ્યા તે એકલા પૃથ્વીએ ન કરી યારી. ઉઠી.
સ્વર્ગ મૃત્યુ અને પાતાલ સુધી, આવાગમન અધિકારી.
તુલજારામ કહે કઇંક ચાલ્યા ગયા, કોણ ગણુત્રી તારી.
ઉઠી ગયા એવા૦



હરી હરી બોલ બોલ મુખમાં,
મુખમાં મુખમાં મુખમાં, હરિ૦
હરિ નામ તારે કામજ આવશે,
અંત સમયના દુઃખમાં હરિ૦

હરિ નામ બાવોને અન્ન કોઇને આપો
અભિયાગતના મુખમાં. હરિ૦
હરિ નામ વિના જે જન જનમ્યા,
વાઢ પડી તેની કુખમાં. હરિ૦
રઘુનાથ ભગવંત ભજન બીનાતા
ધુળ પડી તેના મુખમાં. હરિ૦



## વૈરાગનું ભજન.

ચેતે તો ચેતાવું તુનેરે, પામર પ્રાણી;
સજી ઘરબાર સારૂં, મિથ્યા કહે છે મારૂં મારૂં;
તેમાં નથી કાંઇએ તારૂંરે પામર પ્રાણી. ચેતે તો૦
માખીઓએ મધ કીધું, ન ખાધું ન ખાવા દીધું;
લુટનારે લુંટી લીધુંરે, પામર પ્રાણી. ચેતે તો૦
તારે હાથે વવરાસે, તેટલુંજ તારૂં થાસે;
બાકીનું બીજાને જાસેરે, પામર પ્રાણી. ચેતે તો૦
સાહુકારીમાં સવાયો, લખોપતીમાં લખાયો;
કહેને સાચું શું કમાયોરે, પામર પ્રાણી. ચેતે તો૦
દૈવે તો રતન દીધાં, તેની તો કીમત ન કીધાં;
મણી સાટે મેસ લીધાંરે, પામર પ્રાણી. ચેતે તો૦
ખંખેરીને હાથ ખાલી; ચીતામાં જવું છે ઠાલી,
મુક માથાકુટ ખાલીરે, પામર પ્રાણી. ચેતે તો૦
હાથમાંથી બાજી જાસે, પછીથી પસ્તાવો થાશે

કશું ના કરી શકાસેરે, પ્રામર પ્રાણી. ચેતે તો૦
હજુ હાથમાં છે બાજી, કરી લ્યો પ્રભુને રાજી;
મુઠી તારી થાસે તાજીરે, પ્રામર પ્રાણી ચેતે તો૦
નીસર્યો શરીરમાંથી; પછી તું માલીક નથી;
સત્ય ગુરૂજીએ કહ્યું કથીરે, પ્રામર પ્રાણી. ચેતે તો૦



જયાંલગી આત્મા અંગમાં છે, ત્યાંલગી હરિ હરિ તું કહે.
હાલતા હરિને ચાલતા હરિને બેસતા હરિ તું કહે,
સુતા પહેલાં જે સ્મર્ણ કરે ભાઇ તેની બોલો જય-જયાં૦
લીધા સરીખું નામ હરિનું લઇ શકાય તો લે,
દીધા સરીખું દાન છે અન્નનું દઇ શકાયતો દે. -જયાં૦
આ સંસારીઓ સર્વે ખોટો ને સાચી વસ્તુ બે,
એક તો પુન્ય બીજું હરિભજન ભાઇ, જીવડા સમજી લે.
—જયાં૦

દ્રષ્ટ પદાર્થ સરવે ખોટા ને આત્મા અખંડ છે,
કીડી થકી તે કુંજર લગી ભાઇ કાળ ચક્રનો ભે—જયાં૦
એકદીન આંગણે દીવા વિવાહ ને વળી ઢોલ શરનાઇઓવાગે.
કહે જીવણ એવો એક દીન આવશે શમશાને ધગશે-જયાં૦



વાલીડા ચડજો વારેરે બળવંતા બેલી,
કપાસે બંધન ક્યારેરે બળવંતા બેલી.
વાલાજી મારા નથી આ વેળા કોઇ મારૂં,

છે શરણું એક તમારૂં રે— બળવંતા.
વાલાજી મારા વડાઇ આપની વીચારો,
અપરાધ ન જોશો મારો રે— બળવંતા.
વાલાજી મારે સગપણ તમારૂં એક સાચું,
બીજુ તો સર્વે કાચુંરે— બળવંતા.
વાલાજી મારા પિતા તમો છો માતા,
ભુધરજી મારા ભ્રતારે બળવંતા.
વાલાજી મારા તમો છો દીન કેરા બંધુ,
શામળીઆ ગુણના સીંધુરે. બળવંતા.
વાલાજી મારી નબળી વખતના છો નાથું;
જગ સર્વે મીથ્યા જાણુંરે— બળવંતા.
શરણાગત કેરી સંભાળ સ્વામી છો લેનારા,
રૂષિરાજ રૂદે રહેનારારે— બળવંતા.



માયામાં મનડુ મોહ્યુંરે—પામર પ્રાણી
પ્રભુમાં ચીત ના પ્રોયુંરે પામર પ્રાણી.
જીવલડા ઉંધે માથે દસ માસ તું તો ઝુલ્યો,
તે દહાડા કેમ તું ભુલ્યોરે— પામર પ્રાણી.
જોને અલ્યા તુંતો બળતો હતો, જઠરાની ઝારે.
ઉગાર્યો દીનદયાળેરે— પામર પ્રાણી.
કરડતાં તારી કાયામાં, કરમીઆને કીડા,

પસ્તાતો પામી પીડારે— પામર પ્રાણી.
ખાટું ને ખારૂં તીખું, જનેતા તારી ખાતી,
તે થકી બળતરા થાતીરે— પામર પ્રાણી.
ગોઝારાં તેં તો મળને, મુત્રમાં ખાધાં ગોથાં,
પુછાવી જોને પોથાંરે— પામર પ્રાણી.
મુઝાતો મુરખ તુંતો, આળા ચામડાની માંહી,
ત્રીકમજી બેલી તારીરે— પામર પાણી.
સંભાર્યા સાતે મહીને રૂષિરાજ કેરા સ્વામી,
અલબેલો અંતર જામીરે— પામર પ્રાણી.



સીતારામને ભજીને લાવો લાજીએરે;
મુખે રામકૃષ્ણ રામકૃષ્ણ કીજીએરે. સીતા૦
તારો અવસર પળ પળ જાયછેરે,
તારા ઘટમાં બેઠો તે કાળ ખાય છેરે સીતા૦
તારૂં જોબન જાશે ને જરા આવશેરે;
તુને ભાણે ભોજન નહિ ભાવશેરે સીતા૦
તારા વાલા તે વેરી થઇ લાગશેરે,
તારી દેહ દેખીને દુર ભાગશેરે. સીતા૦
કાંઈ ધર્મ કરો તો આડે આવશેરે,
તે તો જમના તે માર મુકાવશેરે સીતા૦
સખી રામદાસ કહે છે નરનારનેરે
સંત સેવો તો ઉતારે ભવપારનેરે; સીતા૦



ફરીને ભજતાં હજી કોઈની લાજ જતાં નથી જાણીરે
જેની સુરતા શામળીઆ સાથ વદે વેદ વાણીરે
વાલે ઉગાર્યો પ્રહલાદ હિરણ્યકશ્યપ માર્યોરે
વિભીષણને આપ્યું રાજ્ય રાવણ સંહાર્યોરે
વાલે નરસિંહ મહેતાને હાર હાથોહાથ આપ્યોરે,
ધ્રુવને આપ્યું અવીચળ રાજ પોતાનો કરી થાપ્યોરે
વાલે મીરાં તે બાઇના ઝેર હળાહળ પીધાંરે
પંચાળીના પુર્યાં ચીર પાંડવ કામ કીધાંરે
આવો હરી ભજવાનો લાવો ભજન કોઈ કરશેરે
કરજોડીનેકહે પ્રેમળદાસ ભક્તોનાં દુઃખડાં હરશેરે.



બાનાની પત રાખ પ્રભુ તારા બાનાની પત રાખ,
બાનાને માટે જો દુખ દેશોતો કોણ જપે તારો જાપ પ્રભુ૦
ઝેર હતાં તે અમૃત કીધાં મીરાબાઈને કાજ પ્રભુ૦
રોહીદાસનું તમે શ્રીફળ લીધું ના જોઇ જાત કે ભાત પ્રભુ૦
તાની કઢાઇ તમે શીતળ કીધી સુધન્વાને કાજ પ્રભુ૦
મહેતાને મંડળીક મારવા આવ્યો ત્યારે કેદારો લાવ્યા
મધરાત પ્રભુ૦
પંચાળીના તમે પટકુળ પુર્યાં રાખી સભામાં લાજ પ્રભુ૦
પ્રહલાદની તમે પ્રતીજ્ઞા પાળી સ્થંભમાં પુર્યો વાસ પ્રભુ૦
તુળશીના સ્વામીને કહું કરજોડી અંતરની પુરજો આશપ્રભુ.

જીવલડા આજ કે કાલમાં જાણે ઉડી જાસે રાખ થઈ તન
આવું-જી૦

પડયા જાળે પંખી તે તો પકડાશે, કમળ ખીલ્યા ખચીત કરમાશે.
જનમીઆ તે તો જરૂર મરી જાશે— આવું-જી૦
ગયા જોને ગાદી પતિ ખાઈ ગોથા, પડયા મુકી ચાલ્યા.
પંડિત પોથા.
થયા પછી થોરે સડી સડી થોથા— જી.
ખમા ખમા કહેતા પડતા આખડતા ચતુરંગી જેની પુઠે
દળ ચઢતા.
જુઓ એના નામ હવે નથી જડતા જીવલડા૦
ગુણીજન જેની આગળ ગીત ગાતા વળી દેશ વિદેશે વખણાતા
તે તો ગયા કાળમાં પુરે તણાતા— જીવલડા૦
નવા નવા પોશાક પહેરી નીકળતા મોટા મોટા;
મહિપતીને જઇ મળતા.
બહુ એવા જોયા મશાણોમાં બળતા— જીવલડા૦
ફુલાકાને ફટકાવી ફાંકડા ફરતા ધમક ધમક ધરતી,
ઉપર પગ ધરતા.
દીઠા નજરે ઠાઠડીઓમાં ઠરતા— જીવલડા૦
જેને ઘેર ત્રંબાળું તો ગાજે વળી વાજા છત્રીસ રાગોના વાગે.
રાજા એવા બળતા જોયા રૂષિરાજે. જીવલડા૦



સર્વ તજીને ભજીને શ્રી ગોવિંદને,
જે નારાયણ નોધારાનો આધારજો; સર્વ૦
અપર માને વચને ધ્રુવજી વન ગયા;
નારદજીએ દીધો છે ઉપદેશ જો,
જ્ઞાન ભક્તિ વૈરાગ્ય તે મનમાં આણીયા.
પ્રભુ ભજ્યા કાંઈ ત્યાં જઈ બાળે વેશ જો સર્વ૦
દૈત્ય પુત્ર પ્રહલાદજી જે આગે થયા,
લાગ્યો છે કાંઇ પિતા પુત્રને વાદ જો.
સ્થંભ થકી પ્રગટીયા નરસિંહ રૂપ ધરી,
શ્રી મહાપ્રભુજીએ દીધો તેને સાદ જો. સર્વ૦
લાખા ગૃહમાં પાંડવને આવી મળ્યા,
ભક્ત જનોને દીધી છે ઘણી ધીર જો;
સ્મરણ પહેલાં આવ્યા છો તમે સદા,
ભક્ત જન ઉગાર્યા પાંચે વીર જો. સર્વ૦
સુદામાનું દારીદ્રપણું તો જાણીઉં,
મુષ્ટિલ તાંદુલ આરોગ્યા મહારાજ જો,
દાસ દયાના પ્રભુજી કરૂણા કીજીએ;
ભક્તરે જનના કીધા કોટીક કામ જો. સર્વ૦



તને મલ્યો મનુષ્ય અવતાર માન્ય કરીનેરે,
ભાવે ભજીલેને ભગવાન હેત કરીનેરે,

નહીતો ખાશો જમના માર પેટ ભરીનેરે
માટે રામ નામ સંભાળ. તને૦
ગઇ પળ પાછી ફેર ન આવે, મુરખ મુઢ ગમાર,
ભવસાગરની ભુલવણીમાં, વીતી ગયા જુગ ચાર,
ફેરા ફરીનેરે. તને૦
ગર્ભવાસમાં જાળવી રાખ્યો, નવ માસ નીરધાર;
અરજી કીધી અલ્લેલાને, બહાર ધર્યો અવતાર.
મોહયો માયાનેરે તને૦
કળજુગ કુડો રંગે રૂડો, કહેતાં ન આવે પાર,
જપ તપ સાધન કશુ બને નહિ, એક નામનો આધાર,
કૃષ્ણ જપી લેનેરે. તને૦
સંસાર સાગર મહાજળ ભરીઓ, એક રામનામકો જહાજ
ગંગારામકો જ્ઞાન બતાયો, રામદાસ મહારાજ
દયા કરીનેરે. તને૦

---

લેને લેને લાવ જીવને જોતાં નહી જડે,
જોતાં નહી જડેરે જીવને ખોળ્યો નહી મળે. લેને૦
મોતી સરખો દાણો લઇને ઘંટીમાં દળે,
આવો રૂડો મનખો મેલી ભુતમાં ભમે. લેને૦
બાવળીઆનું બીજ વાવે આંબો નહિ ફળે,
કસ્તુરીને કેવડો લઇ તેલમાં તળે. લેને૦
સંત બોલાવે બોલતો નથી અને અભીમાનમાં ફરે,

મારી ધકે આગળ કરશે વેઠે ભાર ભરે. વેને૦
માયા તને મીઠી લાગે ગોળસે ગળે,
નરભેરામના સાથમાં તો ફુળ નહી મળે. વેને૦



ધન્ય એકાદશી, એકાદશી કરીએ તો વૈકુંઠ પામીએ. (૨)
મારે એકાદશીનું વ્રત કરવું છે,
મારે ધ્યાન હરીનું ધરવું છે;
મારે વૈકુંઠમાં જઈ ઠરવું છે. ધન્ય એકાદશી૦
મારે એકાદશીનું વ્રત સારૂં છે,
એતો પ્રાણજીવનને પ્યારૂં છે,
એતો વૈકુઠમાં લઇ જનારૂં છે, ધન્ય એકાદશી
જે કોઇ બારમાસ કરે એકાદશી,
તેના અંતરમાં વસે અવિનાશી,
નહી કરશે તે જાય હાથ ઘસી, ધન્ય એકાદશી
મારે ગંગા ઘાટે જાવું છે,
મારે જમુનાજીમાં ન્હાવું છે,
મારે ભવસાગર તરી જાવું છે. ધન્ય એકાદશી
જેને એકાદશીના વ્રત કીધાંછે
તેના ચાર પદારથ સીધાં છે.
તેને પ્રભુએ પોતાંના માની લીધા છે, ધન્ય એકાદશી
અમરીશે એ વ્રત કીધું છે,

દંડ દુર્વાસાને દીધું છે,
રસ પ્રીતમ પ્રભુએ પીધું છે, ધન્ય એકાદશી



શ્રી એકાદશીનું વ્રત જે કોઇ કરશેરે
એને ભાવ થકો ભગવાન સહેજે મળશેરે,
શ્રી દુરાળ કરી દુલકંદ રે અપવાદીરે.
તેનું પાપ કહ્યું નહી લેશ શું જાય કાશીરે.
શ્રી કુડ કપટને દંભ સર્વ ત્યાંગીરે
કરે એકાદશીનું વ્રત તે બડભાગીરે,
શ્રી સંત સુધ રસ સાથ પ્રેમે પાશેરે,
વ્રત રાખે કરી વિશ્વાસ વઇકુંઠ જાશેરે,
શ્રી યોગ યજ્ઞ જપ દાન ફળશે કયારેરે
કરો એકાદશીનું વ્રત પ્રેમે જ્યારે
શ્રી માત પીતા સુત ભ્રાત સઘળા મેલીરે
જાવું એકલડા જમ સાથ નહી કોઇ બેલીરે
શ્રી સઘળા વ્રતમાં શ્રેષ્ઠ આ વ્રત જાણોરે
બીજા કર્મતણો નહી પાર એકજ માણોરે
શ્રી એક શીખામણ એજ શ્રવણે ધરજોરે,
કરી પરમારથમાં પડેલ વ્રતજ કરજોરે
શ્રી દશ ઈંદ્રીને મન સર્વે જીતીરે,
સુખો દામોદરની રીત રાખી પ્રીતીરે

વાગે છેરે વાગે છે, વંદ્રાવન મોરલી વાગે છે.
એનો શબ્દ ગગનમાં ગાજે છે, વંદ્રાવન મોરલી વાગે છે.
વંદ્રા તે વનને મારગે જાતાં.
દાણ દધીનાં માગે છે વંદ્રાવન મોરલી વાગે છે.
વંદ્રા તે વનની કુંજ ગલનમે.
રાધા ને કૃષ્ણ બીરાજે છે વંદ્રાવન મોરલી વાગે છે.
વંદ્રા તે વનમાં રાસ રચ્યો છે,
થૈ થૈ થૈ થૈ નાચે છે. વંદ્રાવન મોરલી વાગે છે.
હમે સુતાં હતાં ભર નીદ્રામાં,
નણદી વેરણ જાગે છે. વંદ્રાવન મોરલી વાગે છે.
બાઈ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ,
એના દરસનથકી ભીડ ભાંગે છે વંદ્રાવન મોરલી વાગે છે.



મારા વહાલાના વનમાય વાગે રૂડી વાંસલડી;
હુંતો ઘેલી ફરૂ ઘરમાંય, કોણે દીધી સાંકલડી. મારા.
કુંભ વિના જળ ભરવા ચાલી શીરપર મેલી ઇંઢાણીરે,
ગરણું લઇ જળ ગળવા બેઠી (૨)
કુંભની શુદ્ધ બુદ્ધ ભુલીરે. વાગે રૂડી વાંસલડી મારા.
દોણિયા વિના ગા દોવા બેઠી સાડી ભીંજાણી નવ જાણીરે.
વાછરૂં વાળતા ગોપીઓએ (૨)
બાળક બાંધ્યાં તાણીરે વાગે રૂડી વાંસલડી મારા.

ઘીને તાવીને છાસમાં રેડયાં, દુધમાં રેડયાં પાણીરે,
નેતરૂ લઇ નાવલીઓ બાંધ્યો (૨)
ઘરનો ધણી નવ જાણીરે. વાગે રૂડી વાંસલડી મારા૦
પાત્ર વિનાનાં ભોજન પીરસ્યાં મોદક મરચાં ભેળીરે,
શાકર વડીનાં શાક વઘાર્યાં (૨)
સેવોમાં ગુંદ ભેળીરે. વાગે રૂડી વાંસલડી મારા૦
સાસુ કહે વહુને વેતર વળગ્યુ અવચ રીઆ ઉતરાવોરે,
દીયર કહે ભોજાઇને બાંધો (૨)
સાન કરી સમજાવોરે. વાગે રૂડી વાંસલડી મારા૦
તન મન ધન પ્રાણ હરિને મારો વહાલો મથુરાં જાયરે.
રામકૃષ્ણ પ્રભુ એ રસ પીતા (૨)
વારે તેને સમજાવું રે વાગે રૂડી વાંસલડી મારા૦



ધણી ખમારે રંગીલા રણછોડને જો,
રસીયાજી રૂપાળા ચીત ચોરને જો, ધણી ખમારે.
નીત્ય આવે સોભાગી તમ બારણે જો,
વારી વારી વાલમને જાય વાણે જો. ધણી ખમારે૦
મારો વાહલોજી સામળે વેશ છે જો,
એના નેત્રોમાં મોહીની વિશેશ છે જો ધણી ખમારે૦
મુખ નીરખતાં ભુખ દુઃખ જાય જો,
અંગો અંગે આણંદ ઉભરાય જો. ધણી ખમારે૦

વારી વારી વાલમને જાય વારણે જો. ઘણી ખમારે
મારો વાડુલોજી શામળે વેશ છે જો,
એના નેત્રોમાં મોહીની વિશેશ છે જો ઘણી ખમારે
મુખ નીરખતાં સુખ દુઃખ જાય છે જો.
અંગો અગે આણુંદ ઉભરાય છે જો.
પદ પરસતાં હર્ષ સમાતો નથી જો,
પ્યારો પુરો પ્રગટ તો થાતો નથી
સુખ સાગરથી સુખડા અપાર છે જો,
અનુ એવાનો ધન્ય અવતાર છે જો. ઘણી ખમારે

---

ભુતળ ભકતી પદારથ મોટુ બ્રમ લોકમાં નાહી રે.
પુન્ય કરી અમરાપુરી પામ્યા.
અંતે ચોરાસી માહીરે.
હરીના જન તો મુકતીના માગે
જનમો જનમ અવતારરે; ભુતળ.
નીત્ય સેવા નીત્ય કીરતન ઓછવ
નીરખવા નંદકુમારરે
ભરતખંડ ભુતળમાંરે જનમી
જેણે ગોવીંદના ગુણ ગાયારે
ધન્ય ધન્ય એની માતા પીતાને.
સફળ કરી એની કાયારે ભુતળ

ધન્ય વૃંદ્રાવન ધન્ય એ લીલા
ધન્ય એ વ્રજના વાસીરે
અષ્ટમા સીદ્ધિ આંગણીએરે ઉભી.
કતી તે એની દાસીરે, ભુતળ
એ રસનો સ્વાદ શંકર જાણે
જાણે શુકદેવ જોગીરે
કંઇ એક જાણે વ્રજનીરે ગોપી
ભણે નરસઓ ભોગીરે ભુતળ

---

હાં હાંરે સંતો સંતસમાગમ મોટો
જેનો ત્રીભુવનમાં નહિ જોટો જોટો રે સંતો
કરવો હરિભજન વેપાર
તેમાં કદિ નાવે તોટો
જગમાં જાયું તે જાવાનું
કરતા ખર ખરંભો ખોટો ખોટોરે સતો
ધરવું ધ્યાન હરિનું સાચું
એ વિન સઘળે ગરબડ ગોટો ગોટોરે સંતો
માટે રામકૃષ્ણભાઇ બોલો
નહિંતો જમડા ઝાલસે તોટો તોટોરે સતો

---

રામ રામ જપોને જગમાં
જે ડાહ્યા ને સાણા

રામ રસાયણ મીઠો મેવો,
સકલ શાસ્રનો સાર
હરતા ફરતા સુતા બેઠા
રામ જપે બેડો પાર રામ
યાજ્ઞવલ્કયે કહ્યું ભારદ્વાજને
શીવ પારવતી નારી રામ,
કાગભુસંડીએ કહ્યું ગરૂડને
રામ ભજે બેડો પાર રામૈ

---

રામૈઆનુ ભજન તમે ભુલસો ન ભઇ
વારેવારે મનખો આવશે નહી
તારો વારે વારે મનખો આવશે નહી
કાચી કાયાનો પંડ બંધાણો
હે કાંકરે કાંકરે ઉડી ગયા કંઈ, વારે
રાજા રાવણ અતી અહંકારી
અતી અહંકારે ધઢ લંકા ગઇ વારૈ
વંદ્રા તે વનમાં રાસ રચ્યો છે.
આજે આનંદની હેલી થઈ; વારૈ
બાઇ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ.
લક્ષ ચોરાશીની પીડા ગઇ વારે

---

જસોદા તેરોરી લાલાને મેરી દહીકી મટુકીઆ ફોડ,
દહીકી મટુકીઆ ફોડ અરરર દહીકી મટુકીઆ ફોડ, જ.
દહીકી મટકી ધરી શીરપર મેં જાતી બડે ભોર,
વંદ્રાવનકી કુંજ ગલનમેં મીલ ગયો નંદકીશોર જ.
ગોકુલ ગામકી મેં ગોવાલણ જાતી વંદ્રાવન થોર
કે દધીકા દાણ ગોવાલણ એમ બોલે માખણ ચોર. જ.
મોસે કહે નાચ મેરે સંગમેં અપન દોનુકી જોડ
ગ્વાલબાલ તો સખા કૃષ્ણ કે હસ રહે કોકર જોડ. જ.
ઊતજાઊ તો સખા કૃષ્ણકે રોકે ચારૂ કોર,
ઈતજાઊ તો જુમના વેરણ ઘેર લેહી લોર. જ.
અમ ન બસુંગી એ વ્રજમાંહી અમને લીયો મુખમોડ,
છોટીસી કયા કહું અછછી નગરીઆ રાધા નંદકીશોર જ.
જમના તટપર બસી બજાવે કાલી કામલીઆ ઓઢ
સુર સ્યામકે સ્વામી કનયા જુલમી જાલીમ જોર. જ

---

ભકતોની ભીડ કયાં ન આવ્યો રે,
હુંતો ભકતોની ભીડ કયાં ન આવ્યો.
એમ કહે છે શ્રી રણછોડરાયોરે, હુંતો.
કબીર ચારૂ હુંતો વણઝારો થઈને,
પોઠો ભરીને ઘેર લાવ્યોરે. હુંતો.
ધના ભકતની મેંતો ખેતી નીપજાવી,

ઘઉંના ગાંડાં ભરી લાવ્યોરે. હું તો.
સેના ભગત સારૂ સનમુખ રહીને,
હું સેનો નાઈક કહેવાયોરે. હું તો.
પ્રહલાદની મેં તો પાળી પ્રતિજ્ઞા
સ્થંભમાં વાસ કરાવ્યોરે હું તો.
નામદેવ સારૂ મેં તો મારાજ હાથે,
ઘરનો છાપરો છાયોરે. હું તો.
દામાજી સારૂ હું તો માહજ થઇને,
ભરણું ભરીને પહોંચ લાવ્યોરે. હું તો.
નરસિંહ મહેતાને મંડળીક મારવાને આવ્યો
કેદારો મધરાતે લાવ્યોરે. હું તો.
કુંવરબાઇના મેં મામેરા પુર્યાં,
સૌનો કર ચુકાવ્યોરે. હું તો.
દાસ નારણ કહે ગુરૂ પ્રતાપે,
કૃષ્ણજીએ કર મારો સાહ્યોરે. હું તો.

---

પ્રભુજીએ ધાર્યું હોય તે થાય.
આપણુ કોઈનુ કામ ન આવે, કરોને કોટી ઉપાય. પ્રભુ.
ભીમ અરજુન ને સહદેવ નીકુળ, પાંચમા ધર્મ કહેવાય.
એ પાંચેના દેખતારે, સતી તે કેમ લુંટાય. પ્રભુ.
રામ જેવા સતપુરૂષ કહીએ, તે પણ વનમાં જાય.

સતી સીતાને કલંક ચઢાવ્યું. રાવણુ શીર રોળાય. પ્રભુ.
રાજાને જ્યારે રઢ લાગી ત્યારે, મૃગીઆ રમવા જાય.
એરે રૂષ઼ને દુભસેરે, તરત સર્પદંસ થાય. પ્રભુ.
પરીક્ષત રાજાના જનમેજય કહીએ, તે પણ રાજા કહેવાય.
જગન કરતા રંભાને વરતા, અઢાર બ્રહ્મહત્યા થાય. પ્રભુ.
સુભ મહુરતને શુભ ચોગડીઆં, શુભ ગ્રહે લેવાય.
સુકન જોઇ લગ્ન લખીઆં, રંગ ભરેલી રોળાય. પ્રભુ.
હાંણુ વૃદ્ધી છે હરીને હાથે મુરખ મન મલકાય.
કરનારો તો કરી રહ્યા છે, અણ સમજુ અથડાય. પ્રભુ.

---

ઈતના તુ કરના સ્વામી, જબ પ્રાણુ તનસે નીકસે
ગોવિંદ નામ લેકર ફીર પ્રાણુ તનસે નીકસે
શ્રી ગંગાજીકા તટહો યા જમનાજીકા બટ હો
મેરે સાવરા નીકટહો, જબ પ્રાન તનસે.
શ્રી વૃંદ્રાવન સ્થલ હો મેરે મુખમેં તુલસી દલ હો
વિષ્ણુ ચરણુકા જલ હો. જબ.
સીર સોહના મુગટ હો મુખડેપે કાલી લટ હો,
એહી ધ્યાન મેરે ઘટ હો. જબ.
જબ પ્રાણુ કંઠ આવે કોઈ રોગ ના સતાવે
યમ દર્શન ન દીખાવે. જબ.

મેરા પ્રાણ નીકલે સુખસે તેરા નામ નીકલે મુખસે
બચ જાઉ ઘોર દુઃખસે. જબ.
ઉસ વખ્ત જલદી આના નહી શ્યામ ભુલ જાના.
બંસીકી ધુન સુનાના. જબ.
યેહ નેકસી અરજહે માનો તો કયા હરજહે
ખુદ આપકી ફરજહે જબ.
વિદ્યાનંદ કીહે અરજી ખુદ ગરજકી હે ગરજી
આગે તુમારી મરજી. જબ.

---

રાગ—( હું તો ઢોલે રમુને હરિને સાંભરે રે. )

જે કોઇના જુવે તેને જોઇનેરે
મારી આંખલડી હસી હસી જાય
એમાં કહોને હું તે શું કરૂં રે.
કયાં છે જાણે ન કોઇ તેની પાસમાં રે
મારૂં અંતર તો ધસી ધસી જાય,
એમાં કહોને હું તે શું કરૂં રે.
મોટા યોગીની કલ્પનામાં ના'વતારે,
મારા મનમાં તે ઠસી ઠસી જાય
એમાં કહોને હું તે શું કરૂં રે.
જેને આંગણે ન ઋષિ મુનિ જઈ શકે રે,

માફ આંચળું તે ઘસી ઘસી જાય,
એમાં કહોને હું તે શું કરૂ રે.

જે આ બ્રહ્માંડ ભરમાં સમાયનારે,
મારા હૈયામાં વસી વસી જાય,
એમાં કહોને હું તે શું કરૂ રે.

હું તો નાની ને એ તો મહાન છે રે,
તો એ મારામાં ફસી ફસી જાય,
એમાં કહોને હું તે શું કરૂ રે.

---

રાગ—( લે ગયો ચીર મોરારી. )

જાણી જાણી મેં જાણી જાણી હરિના હૈયાની
નિજ આણુ અણુને તેણે
મોજ તો માણી માણી માણી,
હરિના હૈયાની. ( ૨ ) જા.

જેને ઉઠે છે અંતર હરિ હરિ રોમે રોમે
તેજ છે રાણી રાણી રાણી,
હરિના હૈયાની. ( ૨ ) જા.

મોંથી ન બોલે હિતને ઉરથી ઉછળે છાળે,

જાણ્યો એ વાણી વાણી વાણી,

હરિના હૈયાની. ( ૨ ) જા.

સરળ છતાં સમજાય ન એવી—

અજબ છે કહાણી, કહાણી, કહાણી,

હરિના હૈયાની ( ૨ ) જા.

અનુપમ મર્મને ભાવ ભર્યા શબ્દોની,

લ્હેંચી મેં લ્હાણી, લ્હાણી, લ્હાણી,

હરિના હૈયાની. ( ૨ ) જા.

---

હરિના બોલની બલિહારી, હરિના કોલની બલિહારી

હરિનું નામ સ્મરણ ક્ષણ ક્ષણમાં, પ્રાણ ભરે ઉર ભારી,

પ્રાણ ભરે છે ભારી, હરિના નામપર જાઉં વારી. હ૦

નિરભયતા છે, નિશ્ચિંતતા છે અંતરમાં તેને દ્રતઢા છે,

નિજની પરની હરિપર મુકી જેણે જવાબદારી. હ૦

હરિ જેવા પરકૃતી મન વેણે રાખી શક્યા વિશ્વાસ ન તેને,

જરૂર જાણો જગે જન્મીને જીવનભર જખ મારી. હ૦

---

કૃષ્ણ ! જીવન રથ હાંકો રે,
સદા અમારો કૃષ્ણ જીવન રથ હાંકો,

નેતા થઈ રથપર ચઢશો,
આપ જો રાશ પકડશો,
તો રથ વહેશે ન વાંકો વાંકો રે. સદા.

અર્જુન રથ કૃષ્ણ બનીને,
હાંકયો રણમાં નિજ ગણીને,
દર્શાવ્યો લેશ ન આંકો આંકો રે. સદા.

આજે નરહરિ રૂપે થઈ,
અમારા જીવન રથને વહી,
રંગ અમારો રાખો રાખો રે. સદા.

અમ જીવન-રથપર રહીને,
નિર્ભય પદ અમને દઇને,
અમમાં બળ અપુર્વ નાંખો નાંખો રે. સદા.

સામ્રાજયનું સુખ ચખાડો,
અમ યશ દુંદુભી વગાડો,
જયન્તી જીવન જય દાખો દાખો રે. સદા.

---

કોઈ અમોને કૃષ્ણ બતાવોને રે—એ રાગ.

મુંઢ પુરૂષ નવ સમજેરે કલજુગમાં.
પાપ કપટ રાખે દીલમાંરે કલજુગમાં. મુંઢ.
સત્ય વચન કદી મનથી નવ બોલે,
બોલે તે તરણાની તોલેરે કલજુગમાં. મુંઢ.
તે માટે મારા હરિજનો બોલો,
જેશ્રીકૃષ્ણ જેશ્રીકૃષ્ણ બોલોરે કલજુગમાં. મુંઢ.
નહી બોલે તે તો નરકેરે જાશે,
બોલશે તે વૈકુંઠ જાશેરે કલજુગમાં. મુંઢ.
રામ નામ તમે મનથી ઉચરતા,
દુનીઆ સગાથી નહી ડરતારે કલજુગમાં. મુંઢ.
આયુષ થોડું ને મમતા ઘણેરી,
આજ કાલ કાળ પકડશેરે કલજુગમાં. મુંઢ.
હરિ હરિ ભજવા ને અવગુણ તજવા,
ધર્મ મરમ ધારો મનમાંરે કલજુગમાં. મુંઢ.
મારૂ મારૂ કરી મુરખ મનમાંહી મોહયો,
સાચુ વીચારો ને તનમાંરે કલજુગમાં. મુંઢ.
દાસનો દાસ કહે કેશવ તમારો,
પ્રભુ સમરી ઉતરો ભવપારરે કલજુગમાં. મુંઢ.

અચ્છા મેરા દીનાનાથ—એ રાગ.

મેતો તેરા દાસ પ્રભુજી મુઝે ના વીસારણા,
મુજે ના વીસારણા મુજે ના વીસારણા. મેતો.
જપ તપ દાન નાહી તીરથ સ્નાન નાહી.
વેદ ગ્રંથ જ્ઞાન નાહી નહી યોગ ધારણા. મેતો.
દીનનકે નાથ સ્વામી પુરણ પ્રકાશ ધામી,
ચરાચર વિશ્વ ગામી સબ સુખ કારણા,
સરણ પડાહું તેરી પુરો અબ આશ મેરી,
કીજીએ ન નાથ દેરી સુનીએ પોકારના. મેતો.
તેરા ગુણ નીત ગાઉં ચરણમાં શીશ નામું,
બ્રહ્માનંદ રૂપ નીહાળું ભવ દુઃખ હારણા. મેતો.

---

બોલો શ્યામ સુંદીર તમે એક ઘડી.
લગાડી પ્રભુમાં પ્રીતલડી. બોલો.
ધારી સદગુણ પ્રભુને સેવો,
નંદકુંવરની કેડ ચઢી. બોલો.
દર્શન કરતાં દુઃખજ ભાગે,
જીવ શીવની આજે છુટી ઘડી. બોલો.
મન મારૂ પ્રભુમાં રમતું
હાથમાં વસ્તુ અમુલ્ય જડી. બોલો.

રાખો સ્નેહ સઉ સાચા સંતમાં,
જરૂર ગુરૂને લેવા ચરણ પડી. બોલ્યો.
કીધુ કામણ મુજને કાનુડે,
જેથી રટણ કરે મારી જીભલડી. બોલ્યો.

તું તો રામ રટણ કર રંગેરે.
ફરી અવસર ના આવે આવો.
તું તો હેને અમુલખ લાવો રે. ફરી.
તે જન્મ ધર્યા છે ઝાઝા,
હવે એમાં નથી કંઈ માઝ,
ફરી ગર્ભવાસમાં નાવોરે. ફરી.
તું સંત સરણમાં રહેજે,
બીજું સૌ મુકી દેજે,
ટળે યમરાજાનો દાવોરે. ફરી.
તજી પંચ વિષયની વાતો,
હરિજનશું બાંધી નાતો,
નિત્ય કૃષ્ણ કથામૃત ચાખોરે. ફરી.
મીથ્યા સૌ જગની બાજી,
તે દેખી થવું નહી રાજી,
કહે દામોદર તો ફાવ્યોરે: ફરી.

ઓધવ અબળાની અરજીરે.
જઈ પ્રાણ જીવનને કેજો,
ઝટ પટ સંદેશો કેજોરે. જઈ.

જે બાળ પણાના લટકા,
સમરણથી વાગે ઝટકા,
હવે ઝેર હળાહળ દેજોરે. જઈ.

પ્રીતલડી બાંધી પેલી,
અધરચથી મેલી ઠેલી,
હવે ફાવે ત્યાં જઇ રહેજોરે. જઈ.

હું અબળાનું બળ શાનું,
જ્યાં વડથી પડયું પાનું,
તમો સુખી રહો ત્યાં રેજોરે. જઈ.

હું પ્રતીવ્રતા છું નારી,
તમ જેવું નહી કરનારી,
દામોદર દીલમાં રેજોરે. જઈ.



રહેજે હરિના વિશ્વાસમાંરે,
અંતર નિરંતર સંસારમાં.

રહેજે અખંડ ઉલ્લાસમાંરે,
રહીને પ્રભુ તણા તારમાં.

આપવું હશે તો ક્ષણમાં જ દેશે,
ખોટ નથી એના ભંડારમાંરે. અંતર

વિશ્વાસથી પ્રહ્લાદે પ્રગટાવ્યા,
કાષ્ટ માંહી ઇષ્ટ ક્ષણવારમાંરે. અંતર

ચાલવું પડ્યું મેતા નરસીના નાથને,
શામળશા થઈ ભર બજારમાંરે. અંતર

વિશ્વાસ સાચો બાંધ્યા પછી તો,
વાર ના થતી ઉદ્ધારમાંરે. અંતર

વિશ્વાસ સામર્થ્ય સઘળુ પ્રગટાવે,
રંક સમા એક નીરધારમાંરે. અંતર

વિશ્વાસ વિશ્વપતી મહી દ્રઢ રાખવો,
જાણુ એજ સાર સર્વે સારમાંરે. અંતર

---

જાગો જનુની જાગ.—એક રાગ.

ઊંડી હૃદયમાં બળતી જળતી ગોપી બોલી બોલ,
કેજો ઓધવજી જઇ કૃષ્ણને તેનો કરે તોલ.

જુમનાને કાંઠે આવી મધુરીસી બંન્સી બજાવી.
ગોપીઓસુ દીધુ ગજાવીરે—આ તેનો.

બંસીએ કામણુ કીધા મુજ હૈડા હેરી લીધા,
એ ઘેલા એ ઘેલા કીધારે—આ તેનો.

કુબજા એ વાહલી લાગી અમને દીધા શું ત્યાગી,
એ બડભાગી હું અભાગીરે—આ તેનો.

પહેલી પ્રીત કળી ખીલાવી હવે શું દો છો કરમાવી,
આમ ભોળીને ભરમાવીરે.—આ તેનો.

જો પ્રભુ દરશન નહીં દેશો મુજ પ્રાણ ખેંચી લેશો,
તો વીયોગ શું તમે સહેશોરે—આ તેનો.

આમ નીરદય ન થાઓ નાથ આવી અંતે પકડો હાથ,
તારો ભકત ધનેશ્વર સાથરે—આ તેનો.

---

જાઓ જાઓ કપટી કાનારે તમ સાથ કોણ બોલે. (૨)

મધરાતે બંસી બજાવી ઘરબાર તજી અહીં આવી,
આમ ભોળીને ભરમાવીરે. તમ સાથ.

આ વનવગડામાં મેલી અહીં કોણુ અમારૂ બેલી,
કોઇ સખી મળી અલએલીરે. તમ સાથ.

આ સરદ પુનમની રાત રમવા આવી તમ સાથ,
તમે ઘણું કરાવ્યું કલપાંત. તમ સાથ.

અમે રાખીતી મોટી આશા તમે કરવા માંડયા તમાસા,
અમે બેઠા ખાઇએ બગાસારે. તમ સાથ.

અમે શું કહીએ તમને ઝાઝું દીલમાં ઘણી હું દાઝું,
હરિ તમથી હું તો ગાજુરે. તમ સાથ.

---

ઓધવ શું કહીએ ઝાઝુરે,
અમો દીલમાં સમજી રહીએ,
હવે કોને જઇને કહીએરે. અમો દીલમાં.

અમો બીન સમજણુની બાળા,
તમો અંતર બહાર કાળા,
જેમ રાખે તેમ રહીએરે. અમો દીલમાં.

અમો સરવે વૃજની ગોપી,
સઉ લાજ મરજાદા લોપી,
તે જયાં કહો ત્યાં જઇએરે. અમો દીલમાં.

અમો ભોળા જણુને ભોળી,
અતી દુઃખ દરીઆમાં રોળી,
જરી દયા ન આવી હૈયેરે. અમો દીલમાં.

તે શાણા થઈને આવે,
વાતોથી ભાન ભુલાવે,
પછી જે માગે તે દઈએરે. અમો દીલમાં.

હવે એક વાત નવ સુઝે,
ભલે ગાયો ઘરમાં દુજે,
દામોદર સરવે સહીએરે. અમો દીલમાં.

---

ઓધવજી ભલે પધાર્યા રે,
વારે વારે જાઉં બલીહારી,
કહો શો સંદેશો લાવ્યારે,
એમ પુછે વૃજની નારી.

અમો પડયા આહીર પાલે,
તે મથુરાં જઇને માલે,
કદી યાદ કરે અમારીરે. એમ બોલે.

અમે રથ રોકયો તો જયારે,
શાને સમજાવ્યા ત્યારે,
તે ભુલી ગયા અસુરારીરે. એમ બોલે.

એ શું કરવાને આવે,
સારૂ કોને ના ભાવે.
એ પરણ્યા નઉતમ નારીરે. એમ બોલે.

જે કંસ રાયની દાસી,
જેવી ઘેંસ રહેલી વાસી,

કુબજા શું કીધી ચારીરે. એમ બોલે.

જે મોટા એટલા ખોટા,
ન મળે જગતમા જોટા,
દામોદર દીલમાં ધારીરે. એમ બોલે.

——(૦)——

દેખો એ કાયાકી રેલ, રેલ સે
અજબ નીરાલી હે,
શ્વાસ ધુવા મુખસે હે જારી,
મોહકી લકરી મીલી હે ભારી
તનકા ઈનજીન લગાકે,
જીસમે અગની બાલીહે. દેખો.
પાપ પુન્યસે મીલીઆ થાલી,
ઇસમેસે અંકલ સડક નીકાલી,
હમકા કાંટા લગા જીધર,
ચાહય ઉધર ગુમાવીહે,
નિમ ધરમકા પીંડા બનાકે,
સતકા લઠ્ઠા ખુબ ચડા કે.
જ્ઞાન કમાના જોડ ધ્યાનકી
શંકર જોળ ડાલી હે. દેખો.

નજભકા ઘંટા હરદમ હલતા,
ઇસકા ટાઇમ રેલસે મીલતા
કરકા સીંગલ ગીરા,
કે રેલ અબ આનેવાલી હે. દેખો.
યે મુસાફર કયું દુખ ભરતા,
રામ નામકી ટીકીટ ન લેતા,
અબ કહકી સીટી બજી,
કે રેલ અબ ચલનેવાલી હે. દેખો.
તાર ખબરીઆ હીંચકી આઇ,
કાળ બદલીયા શીરપર છાઇ,
રેલ સવર છુટ ગયા,
પડા ઇસ્ટેશન ખાલી હે, દેખો.
પ્રિતે પુરસોતમ હે ગાઇ,
ભજી લેને જુગજીવન ભાઇ
તું સમજ સમજ મનમાંહી,
કે મોહકી જાળી ડાલી હે. દેખો.



નામદેવ દરજી કેશ બાળ, એમને વશ કર્યા ગોપાળ.
બાર વરસની ઉમર થઈ ત્યારે, માબાપ કાશીએ જાય.
કાશીએ ગયા તારે કેતા ગયાતા,ઠાકોર જમાડી જમાય. ના.

કહ્યા પ્રમાણે કરવા લાગ્યા ને, જોવા જેવો છે તાલ.
સવારમાં ઉઠી દુધ કઢાઇ માંહી, સાકર મેવા માલ. ના.
કઢેલા દુધનો પ્યાલો ભરીને, મુખે અડાડયો મોઝાર,
તોએ ઠાકોરજી મુખ ના ઉઘાડે, દુધ ન પીએ લગાર. ના.

કઢેલા દુધમાં આંગળી બોળીને, જમોને રણછોડ રાય
નામદેવ કહે મારા ઠાકોર સરમાય છે, ખુણે સંતાઈ જાય. ના.
તોએ ઠાકોરજીએ થાળ ન આરોગ્યો ને વાર થઇ ઘડી ચાર
નામદેવને તો રીસ ચડીને, મનમાં કર્યો વિચાર. ના.

કાલાવાલા ઘણા કર્યાને, મહેનત કરે તનતોડ.
હે પ્રભુ તમે કેમ નથી જમતા, જમોને રાય રણછોડ. ના.

નામદેવને તો રીસ ચડીને, મનમાં કરે વિચાર.
તરવાર પોતાના હાથમાં લઇને, મરવા થયા તૈયાર. ના.

ઠાકોરજીને હસવું આવ્યું, લઈ લીધી તલવાર,
દૂધ હતું તે પીવા લાગ્યા, ભકત તણા રખવાળ. ના.
ગાયે શીખે ને સાંભળે તેનો, વૈકુંઠ થાય વાસ.
દાસ કેશવનો સ્વામિ સાચો, ભક્તિને વશ થાય. ના.

---

આવ્યા છે ગોકુળ તારવા છબીલો લાલ
આવ્યા છે ગોકુળ તારવા.
ભુમીનો ભાર ઉતારવા. છબીલો.

વસુદેવ દેવકી ઘેર જન્મ ધર્યો છે,
નંદજીની ગઊધેનુ ચારવા. છબીલો.

માસી તે પુતનાનાં પ્રાણુજ લીધા,
મામા કંસને મારવા. છબીલો.

ટચલી આંગળીએ વાલે ગોવર્ધન તોલ્યો,
ઇંદ્રનો ગર્વ ઉતારવા. છબીલો.

વંદ્રા તે વનની કુંજ ગલનમે,
ગોપીઓને રાસ રમાડવા. છબીલો.

નખ વધારી વાલે હિરણ્યાકશ્યપ માર્યો,
પ્રહલાદને ઉગારવા. છબીલો.

પાંડવોની વાલે સહાયજ કીધી,
લાખા ભુવનથી ઉગારવા. છબીલો.

પેસી પાતાળે પ્રભુ કાળીનાગ નાથ્થો,
તે દહાડાના થયા શામળા. છબીલો.

બાઇ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ,
ચરણકમળ ચીત રાખવા. છબીલો.



કોઇ મને કૃષ્ણ દેખાડો રે મધુવનમાં,
કોઈ મને પ્રભુજી મેળાવોરે શ્રી ગોકુળમાં.

મેરી મતી હરી તેરો મરમ ન જાણે,
વનમાં ફરે વાલો તનમાં રે મધુવનમાં. કોઇ.

સકલ વન ઢુંઢયા સકલ વ્રજ ઘેર્યા,
અતીશે ઉદાસી મારા તનમાં રે મધુવનમાં. કોઈ.

અમર ચીર પેર્યા મેઘાડંબર ઓડયા,
ફુલડાં વિનતી બામનમાંરે મધુવનમાં. કોઈ.

ફાટંતા ચીર કંઇ હાર મારા તુટયા,
નીર ભર્યારે લોચનમાં રે મધુવનમાં. કોઈ.

સુરદાસ કહે પ્રભુ તમારે મીલંનકુ,
અતીશે ઊલટ મારા તનમાં રે મધુવનમાં. કોઇ.

---

નહી રે ટકેરે તનડુ નહી રે ટકે,
છે આ પાણીનો પરપોટો, તનડુ નહિરે ટકે.

કાચી આ કાયા માયા જેવી તેવી છાયારે,
મધુપાન પીને તું તો મમતા બકે છે આ પાણીનો પરપોટો

આશાની બાજી માંડી સ્નેહના સોગટારે,
પ્રપંચના પાસા જેવા પડ્યા શું છકે, છે આ.

જેવી આ કરણી એવી પાર ઊતરણીરે,
એવો ડર માથે રાખી હીંડોને હકે, છે આ.
આવ્યો આ અવસર આજે અમીરચંદજી કેરે કાજે,
પ્રભુ ઊરમાં રાખી કાળને મારોને ધકકે છે આ.



આંખ વીના અંધારૂંરે—એ રાગ.

પંખી વીના કોણ માલેરે,
પાંજરીઆમાં પંખી વીના કોણ માલે;
કાયા પાંજરીઊ તારૂં નથી કાયમ રેનારૂ,
ન જાણીશ પડશે આજ કે કાલરે. પાંજરી.
જબ જાશે હંસા ઊડી પડી રહેશે માયા મુડી,
જમડા આવીને ટોટો ઝાલેરે. પાંજરી.
વેપારી ઉઠીને ચાલ્યો હાટ મુકીને હાલ્યો,
આ હીસાબ કોઈનો કોઈએ નવ અ.લ્યોરે. પાંજરી.
ધમણ પડી ગઈ છાની અંદર અગ્નિ ઓલાણી,
કોઢયો મુકીને લુહાર ચાલ્યોરે. પાંજરી.
પીંજર સાંકળચંદ ગાવે ભજીલેને પ્રભુને ભાવે,
આવાગમન મટી જાવેરે. પાંજરી.



# વિનય.

ભક્તને આધીન છે ભગવંત એ કોને મુકે છે વીસારી,
ઉંડા અંતરના ઉમળકે બોલાવે ત્યાં જઇ આપે છે યારી;
અહલ્યા પડી પડી સલ્યા થઇ પછી અંતર ઉઠી પોકારી,
ચરણકમળનો સ્પર્શ કરાવ્યો જ્યાં સલ્યાની થઇ તે સુનારી.ભ
પ્રહેલાદ પ્રેમથી સ્થંભમાં પેસીને રીપુને દીધો વીદારી,
ધ્રુવજીને પદ આપીને નાથજી ભક્તીને આપી સરદારી;
ઝેરની પ્યાલીમાં અમૃત આવ્યું જ્યાં મીરાંએ હોઠે ઉતારી.
એકની ચાર મીરાં જુવે રાણો જ્યાં મારવા કાઢી કટારી, ભ.
સવરીના બોર સુદામાંના તાંદુલ હોંસે આરોગ્યા મોરારી,
ભક્ત વીદુરજીની ભાજી જમી કરી કૌરવ થાળ અકારી;
દ્રૌપદીનાં ચીર પુર્યા સભા માંહી ગરૂડે ચઢી ગીરધારી,
કંકોતરી કંડો કોને લખી જ્યારે પરણાવી ઓખા કુમારી;ભ.
સીતાને અગમાં નાંખતા નાથજી પળમાંહી લીધી ઉગારી,
મંઝારી બચ્ચાંને માટે નિભામાંહી રાખી ઉગરવાની બારી
નારાયણે નરસૈયાની હુંડી જ્યાં શામળશા થઇ સીકારી;
માત પીતાને ઉગારી લીધા પણ પેલો કેલૈયાને મારી, ભ.
અમરીષ અવગુણ ના કરતાં દુર્વાસાની થઇ હાડમારી;
તારામતી હરિચંદ્રને તાવીને તારનારો ત્રીપુરારી,
કબીર કમાલને હાથે પીનારો એ દુધની ભરેલી ઝારી,

સુર સુણી સુરદાસનો આવીને આખર લીધો ઉગારી. ભ.
સેના ભગત માટે નાપીક થઈ નાથે કોથળી લીધી સંભાળી,
નેવે ચઢી નામદેવ માટે લીધું છાપરૂ હાથે સંચારી;
બોડાણા બોલથી ડાકોર આવ્યા ત્યાં દ્રારકા સુની બીચારી,
ત્રાજવે તોળાતા આપે નાથજી વાળી બનાવીતી ભારી; ભ.
આવા આવા કંઇક કામો કરી ઠરી બેઠો ના પાલનહારી
કોને ભુલ્યો નહી કોને ન ભુલશે અંતર જોને વીચારી, ભ.
તુલસીનો તાર થતાં એક તાર ત્યાં વાનર સેના ઉતારી.
જોઇ ગરજ ગજરાજની વ્હારમાં દોડયો એ ચક્રધારી,
પુત્ર ને પત્નિને હાથે મયુરધ્વજ, માથે ચલાવીતી આરી,
આંખથી આંસુનું ટીપું પડયું નહિ, ત્યારે મળ્યા અસુરારી.
વીનય ભરી રૂડી વાડી વાણીએ માગે નંદલાલ અપારી;
ધુપ નૈવદ્દ ન મોતી હીરે રીઝે આકીનનો અધીકારી. ભ.

---

મને હરિ ભજવાની ટેવ પડી,
મારો વાહલોના વિસરે એક ઘડી. મુને૦
સોંપ્યું મન પાછુ નહિ વળશે,
શ્રી હરજી શું પ્રીત જડી મુને૦

ગાઇ ગાઇને કૃતાર્થ થઇ ગઈ,

નરસૈયાની જીભલડી. મુને૦

---

તુજ વીના મોરી કોણ ખબર લે શ્રી ગોવરધનધારીરે
મોર મુગટ પીતાંબર શોભે,
કુંડલકી છબી ન્યારીરે. તુજ.
પાણીની ઉપર પાર બંધાવી,
સન્યા પાર ઉતારીરે. તુજ.
ઓરનકું તો ઓર ભરૂંસો,
હમકુ આશ તમારીરે. તુજ.
ભરી સભામાં દ્રૌપદી ઠારી,
લજ્જા રાખી મોરારીરે. તુજ.
વંદ્રા તે વનને મારગ જાતાં,
મલ્યા છે મોહન મોરારીરે. તુજ.
વંદ્રા તે વનમાં રાસ રચ્યો છે,
સોલસેં ગોપીમાં ગીરધારીરે. તુજ.
જુમનાકે નીરે તીરે ધેનું ચરાવે,
બંસી બજાવે રંગ પ્યારીરે, તુજ.

વંદ્રા તે વનની કુંજ ગલનમાં,
શોભત રાધા નારીરે. તુજ.
બાઈ મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ
ચરણ કમળ બલીહારીરે. તુજ.

---

ના વિસારસોરે રૂડા રૂદીયામાંના રામ
મારી કાયાના વિશ્રામ. ના.
હરતાંને ફરતાં ધંધો કરતાં લેજો હરિનું નામ
આ મુખે હરિના ગુણ ગાતાં
શું બેસે છે દામ. ના.
ચરણ આપ્યા ચાલવાને સાંભળવાને કાન,
નયન આપ્યાં છે હરી નીરખવા,
નીરખો સુંદીર શ્યામ. ના.
વારે વારે કહું સમજાવી આપણમાં એ ભુલ,
મોંઘો આ મનુષા દેહ મલીઓ,
તક ના ખોશો અમુલ. ના.
સગાં સહોદર સુખના બેલી દુઃખમાં ન આવે કોઇ
થનાર હોય તે થાયા કરશે,
હરી કરે તે હોય. ના.

રામદાસ કહે રામને ભજતાં, નરનારી એક ધામ,
અરધે વચને ગુણકા તારી,
તેને આવ્યું વૈમાન. ના.

---

સીતારામને ભજીને લહાવો લીજીએરે
મુખે રામકૃષ્ણ રામકૃષ્ણ કીજીએરે. સીતારામ.
તારો અવસર પલ પલ જાય છે રે;
તારા ઘટમાં બેઠો કાળ ખાય છે રે. સીતારામ.
તારૂં જોબન જાશે ને જરા આવશે રે,
તુંને ભાણે ભોજન નહીં ભાવશે રે. સીતારામ.
તારા વહાલા થઇ લાગશે રે
તારી દેહ દેખીને દુર ભાગશે રે. સીતારામ.
કાંઇ ધર્મ કરો આડું આવશેરે,
એ તો જમના તે માર મુકાવશેરે. સીતારામ.
સખી રામદાસ કહે નરનારનેરે,
સંત સેવી ઉતરો ભવપારનેરે. સીતારામ.

---

જેણુરે ગોવિંદરામ તમને વિસાર્યો.
તમને વીસાર્યા તે નર ભવોભવ હાર્યો. જેણુ.

તમને વીસારી કવણે સુખ કીધું.
અમરીત ઢોળી વીષ હળાહળ પીધું, જેણે.
તમને વીસારી અવર મન મોહ્યું,
કોડીના બદલામાં કંચન ખોયું. જેણે.
તમને વીસારી અવર રંગ રાચ્યા,
વાંઝ ના રહી તોરી જનુનીરે માતા. જેણે.
તમને વીસારી નિંદ્રા ભરી સુતા.
ભણેરે નરસૈયો તે નર ભવોભવ વછુટા. જેણે.

---

મુને ઘડી નથી વીસરતા રામ,
હરીવર સંકટ હરતા. ટેક.
વાલાજી મારા કરપર ગોવર્ધન ધાર્યો,
વાલે વૃજનો દેશ ઉગાર્યો રામ. હરી.
વાલાજી મારા કાળીનાગે તે ફૂંદ ક ધો,
લટકાળે નાથી લીધો રામ. હરી.
વાલાજી મારા કંસ હતો બહુ અહંકાર,
મોહનજીએ નાખ્યો મારી રામ. હરી.
વાલાજી મારા તાંદુલ સુદામાના લીધા,

એના મહેલ કનકના કીધા રામ. હરી.
વાલાજી મારા કુબજાનું ચંદન લીધું,
એનું રૂપ અનુપમ કીધું રામ. હરી.
વાલાજી મારા પંચાળી સભામાં પોકારી,
ચીર પુરણ પુર્યાં મોરારી રામ. હરી.
વાલાજી મારા ભવસાગરના છો તારા,
પીંગળના પ્રાણજ પ્યારા રામ. હરી.

---

હું નહી જાઉંરે ગાવલડી ચારવાને જશોદા માતા
તમે શું કહો છે. ગોવાળીયાતો છેડ કરે છે ઝાઝા
મને સવારના પોરમાં નવડાવે,
મને ઠંડી રોટી ખવડાવે,
મને ગાયોની પાછળ દેડાવે—હું નહિ જાઉંરે.
મા વનમાં વાઘ વરૂ રહે છે,
તે દેખી તન મારૂ ધ્રુજે છે,
મા મોકલીને કેમ ઉંઘે છે,—હું નહિ જાઉંરે.
મા જુમનાજી ભરપુર વહે છે,
મને ગોવાળીયા મહેણાં દે છે,

મને કાળીયો કાળીયો સો કહે છે—હું નહિ જાઉં રે.
કાસ પ્રીતમનો સુણજો હાવો,
રસ પીઓને પૂરણ પાવો,
તમે હરી ભજીને લ્યો લહાવો—હું નહિં જાઉં રે.

---

## કૃષ્ણ ગોપીનો સંવાદ.

અળગા રહો પ્રભુ પનઘટ પરથી,
જળ જમુના જળ ભરવા દ્યો.
ઘેર પધારો કહાના તમારે,
અમને નાહાવણ કરવા દ્યો. અળગા ૧
આસી કદેવ તટપર બેસી,
બે પટકુળ નીખારવા દ્યો.
મારગડો ના રોકો મોહનજી,
પાણીમાં પરવરવા દ્યો. અળગા ૨
આખે આરે ઘેરો ઘાલો છો,
બેઢલીઆ ભોમી ભાર ધરવા દ્યો,

વ્યાસ વલ્લભના વાહલા અમને,
નાહીને નીસરવા ઘો. અળગા ૩

---

જા જાવું હોય તો વચમાં થઇને વસ્ત્ર હમારે ધોવાં છે.
હું નહાવાનો તું નહાવાની, જમુનાં જળ વહલોવાં છે. જા.
તું જાણે કંઈ ચોરી જાસે, મારે તારાં શું રોવાં છે. જા.
વ્યાસ વલ્લભના વાલાને શું, મુખડા તારાં જોવાં છે. જા.

---

થોડું બોલો નીકર થપડાક ખાશો, નથી અમે નંદના હાબેલા
આરાના પરથાર પગથીઆ, શું બાપે બંધાવેલા. થોડું.
નગન જોવાને તમે મગનમાં રહો છો તે તો બીજી કને ફાવેલા
હું નહી એવી સૌના જેવી, સમજીને ચુપ તમે રહો છેલા.
ખરૂં કહું છું ખોટું ન માનશો, ના માનશો મને ના મેલા,
વ્યાસ વલ્લભના વહાલા અમને, ના જાણશો ગાંડાં ઘેલાં.

---

આમ કરે શું ડરે કનૈયો, તારા જેવી અહીં બહુ આવે,
આજુની મારે થપડાક કોને, શું તારૂં બળ બતલાવે, આમ.

આંખો કાઢી મને બીવરાવે, નાનો જાણી મને ડરાવે, આમ.
દીસું છું નકુાનો પણ છું મોટો, ગંભીરને શું ગભરાવે, આ.
વ્યાસ વલ્લભનો વહાલો રીસાયો, માનુની મસ્તક નમાવે.

---

દુનીઆ રૂઠીને શું કરશેરે પ્રભુ જેના બેલી.
કોઇના માર્યા તે કેમ મરશેરે પ્રભુ જેના બેલી–દુનીઆ.
લાખા તે ગ્રહમાં પુર્યા પાંડવને, કૌરવે લાય કરેલી. પ્રભુ૦
ચંદ્રહાસની વારે રે ચઢીઆ, વીખ ફેડી વીખીઆ લખેલી.
ભસ્માંગદની ભવાનીને માટે, શામળીએ કીધી શેલી. પ્રભુ૦
શીતલ જેવી સુધનવાની કીધી, તેલ કઢા ઉકળેલી. પ્રભુ૦
અંબરીસને આપે આપ ઉગાર્યા, દુર્વાસાને લાય મેલી. પ્રભુ૦
હરીચંદ્ર રાયની કેરકત જાણી, બાજી સુધારી રે છેલ્લી. પ્રભુ૦
દુરજનીઆ રૂષી રાજને કુલે, તેમ તેમ આનંદ હેલી. પ્રભુ૦

---

તેરી ચરણુમેં આયકે પ્રીર આશ કિસકી કીજીએ.
નહી દેખ પડતા હૈ મુજે દુનીઆમેં તેરી સાનકા.
ગંગા કીનારે બેઠકે કીમ કુપકા જલ પીજીએ. ૧

હરગીઝ નહિ લાયક હું મેં ગરચે તેરે દરબારકા.
મેરી ખતાકો માફ કર દિદાર અપના દીજીએ. ૨
પતીત પાવન નામ સુનં કે મેં શરણ તેરી પડા.
સંફલ કર ઇસ નામકો અપના મુઝે કર લીજીએ. ૩
મીલતા હે બ્રહ્માનંદ જીસકે નામ લેને સેં સહી.
એસે પ્રભુ કો છોડ કર ફીર કોનસે હીત કીજીએ. ૪

---

ગઝલ

શ્રી રામ કહેનેકી મઝા જીસકી જબાંપે આ ગયા,
જીવન મુક્ત હો ગયાં ચારો પદારથ પા ગયા. ટેક.
ઝુંઠી સભા પ્રહલાદને ઉસ નામકે પરતાપસે
નરસીંગ કો દરશ દીયા, ત્રીલોકમેં જય છા ગયા. શ્રીરામ
એસી ભીલન શીવરી કીસ પ્રેમસે સુમરન કીયા
પરમાત્મા ઘર આયકે ઉસ હાથસે ફલ પા ગયા—શ્રીરામ
વાલ્મિકી બડા અધર્મી ઉસ નામકા સુમરન કીયા
સતકોટી રામાયણ કરકે પ્રભુ પદારથ પાગયા —શ્રીરામ

શતકોટીકી તકસીસમેં જબ શંભુને પાયા ઉસે
જાપે કૃપા ભઇ, ઉનકી સદ્દગુરૂશે દર્શાદીયા–શ્રીરામ.
સબસે બડા દરજાદીયા ભક્તોકાં ઇસ કલીકાલમેં,
નરસીંહકી હુંડી દ્વારીકામેં, શામલે,સીકરા દીયા–શ્રીરામ,
છા રહી કીરતી વીમલ રૂતુ રાજસીં સંસારમેં
અબ્ર કેમાનીંદ તુલસી. પ્રેમરસ બરસાદીયા–શ્રીરામ.

---

દામોદર દુખડાં કાપોરે—એ રાગ

આ દેહ બની અલબેલી રામ ખુબ જગતમાં ખેલી. ટેક.
ગુરૂજી મ્હારા તાપે તે નહી તપેલી.
એતો શીતળ છાંય બસેલી રામ ખુબ જગતમાં ખેલી. (૧)
ગુરૂજી મ્હારા કષ્ટે તે નાહી કસેલી,
એતો રસ બસ રંગમાં રહેલી રામ. ખુબજગતમાં ખેલી. (૨)
ગુરૂજી મ્હારા મંદિરે પુરાની થયેલી,
એતો નીત નીત નવી નવેલી રામ. ખુબ જગતમાં ખેલી. (૩)
ગુરૂજી મ્હારા પીંગલ કહે વાત છેલી,
એને બળતી દેખી અકેલી રામ. ખુબ જગતમાં ખેલી. (૪)

બલીરે છલનકુ ચલેરે તીન લોકી ચલેરે તીન લોકી. બલીરે
છલનકુ.
વામન રૂપ લીઆ ઠાકોરને મોહ પાઇ સબ જોતીરામ, મોહ
પાઇ સબ જોતી,
હાથમેં લીધી લાલ લકુટીયાં શીરપર ધરી લાલ પચરંગી,
ટોપી. બલીરે છલનકુ.
ધોતી પોતી અચ્છી પહેરી સુરજ લજાએ રામ સુરજકો લજાએ,
પાંઉમેં પેરી ચંદનં પાવડીયાં બગલમાં મારી એક ભાગવત
પોથી. બલીરે છલનકુ.
સભાકી અંદર રાજા બેઠે, વાત કીધી એક છોટીરામ,
તીન ચરણુ પૃથવી દે રાજન જીનપે બ્રાહ્મણકો લડકા કરપાવે
રોટી. બલીરે છલનકુ.
જારે દાન દીયો રાજાએ શુક્રાચાર્યે રોકી સમ શુક્રાચાર્યે રોકી,
તુલસીદાસ બલીઆશ ચરણુકી રઘુનાથે આપો પાઉં
પીઠપર રોપી. બલીરે છલનકુ.

---

[ મને વહી નથી વિસરતારામ—એ રાગ ]

તમે ચીતની વૃત્તિ સુધારો રામ મોહ કાળને મારો. (ટેક.)

સાથીડા મ્હારા નીત્યે રહો નીરમાની,
આ જુઠી દેહ જુવાની રામ મોહ કાળને મારો. (૧)
સાથીડા મારા સદા વદજો સત્ય વાણી,
આખર છે નામ નીશાની રામ મોહ કાળને મારો. (૨)
સાથીડા મારા કાયમ સતસંગ તમે કરજો,
દીલમાં પાપ થકી તો ડરજો રામ મોહ કાળને મારો. (૩)
સાથીડા મારા પીંગળ કહેવાત પ્યારી,
ગુણવંત ભજો ગીરધારી રામ મોહ કાળને મારો. (૪)

---

શ્રી કૃષ્ણ મથુરામેં બસકે
તેને ગોકુલ આવના છોડ દીયા
તેને ગોકુલ આવના છોડ દીયા
તેને ગોકુલ આવના છોડ દીયા. શ્રી કૃષ્ણ
જબસે તજ બ્રજવાસી ન કો,
તેને ગોઆ ચરાના છોડ દીયા. શ્રી કૃષ્ણ
જબસે પ્રીત લગી કુબજાસે
પનઘટ આવના છોડ દીયા. શ્રી કૃષ્ણ
કંસકુ માર ભયે મહારાજા

અલી અથડાના છોડ દીયા. શ્રી કૃષ્ણ
લલીત કીશોરી સંગ રંગ ભીનો
ગોપીઅન નેહકો છોડ દીયા. શ્રી કૃષ્ણ

---

રંગ રસીયા રાય રણછોડ છે, દરશનના મુજને કોડ છે,
જોવાના મુજને કોડ છે— રંગ રસીયા.
મુસ્તકે મુગટ કાનેરે કુંડળ, મુખ મોરલી ઘમઘોર છે—રંગ
ભોડાણે ગુજરાત લાવીને રાખ્યો, કલ્પતરૂનો છોડ છે—રંગ
પ્રેમ રંગ વશ થઇ મુકી દ્વારકાં, આવી વસ્યા ડાકોર છે. રંગ
ત્રીભોવન તારણ ભક્ત ઓધારણ, એતો મારા ચીતડાનો ચોર છે
કહે હરિદાસ હરી ચરણે રાખો, એજ અમારા કોડ છે. રંગ

---

[ રાગ ગઝલ તાલ ધમાલ ]

મન તું રાધાકૃષ્ણ બોલ, તેરા ક્યા લગેગા મુલ (ટેક)
કઈ તોડ જગતમેં આયા, માયાસે મહોત લપટાયા,
જો માયા હે જગ ઠગણી, જો ઠગણીકા સંગ છોડ;
તેરા ક્યા લગેગા મુલ ૧

દશ પાંચ કોસ નહી ચલતે, તેરે હાથ પાંવ નહી હીલતે,
તેરા દીલકી ગુંડી ખોલ, તેરા ક્યા લગેગા મુલ. ૨
મનતો રંગીલા ઘોડા, ઘોડેકું પાંચ બછેરા,
તું કહેતા હે મેરા મેરા, એ કાયામાં ક્યા હે તેરા,
ઘોડેકી વાંગ મરોડ, તેરા ક્યા લગેગા મુલ. ૩
મન તું ગોવિંદ ગોવિંદ ગાવે,તો તો ફરી જનમ નહી આવે,
એમ કહે છે દાસ કબીર, તું ભવ સાગરકું છોડ,
તેરા ક્યા લગેગા મુલ. ૪

---

[ રાગ સમાજ ધુમાળી ]

વૈષ્ણવ જન તો તેને કહિયે, જે પીડ પરાઈ જાણેરે,
પર દુઃખે ઉપકાર કરે તોયે, મન અભિમાન ન આણેરે ૧
સકળ લોકમાં સહુને વંદે, નિંદા ન કરે કેનીરે,
વાચ કાછ મન નિશ્ચળ રાખે, ધન ધન જનની તેનીરે ૨
સમ દૃષ્ટિને તૃષ્ણા ત્યાગી, પરસ્ત્રી જેને માતરે,
જીહ્વા થકી અસત્ય ન બોલે, પરધન નવ ઝાલે હાથરે ૩
મોહ માયા વ્યાપે નહિ તેને, દ્રઢ વૈરાગ્ય જેના મનમાંરે

ભણે નરસૈંયો તેનું દરશન કરતાં, કુળ ઇકોતેર તાર્યા રે. ૪

---

રાગ લાવણી

ઘેલાં ભલે થયાંરે, અમને ઘેલામાં ગુણ લાધ્યું
બાઈ અમે ઘેલાં, બેન અમે ઘેલાં. ઘેલાં ૧
આગળ તો અમે કાંઇ નવ જાણતાં, મન માયામાં બાંધ્યું,
ભવસાગરમાં ભુલ્યા પડયા ત્યાં, મારગ મળીયા સાધુ. ઘેલાં
ઘેલાં જાણીને તમે અળગાં રહેજો, ઘેલાં ઘેલાંના કામ કરશે,
પ્રેમ ભાવથી ભજન કરીને, ગિરધારીને વરશે. ઘેલાં. ૩
ઘેલાંની ગતતો ઘેલાં જાણે, દુરીજનીઆં શું જાણે,
જે રસ છે દેવી દેવતાને દુર્લભ, તે રસ ઘેલાં માણે. ઘેલાં.
ઘેલાં મટીને ડાહ્યાં ન થઇએ, નીરગુણ ઠીધાં મારે નાથે,
બાળ પણાની પ્રીતલડી, મારા હરીએ ઝાલ્યાં હાથે. ઘેલાં.
ઘેલાં રહીને હરીરસ પીએ, સંતના ચરણમાં રીઝયાં,
બાઈ મીરાં કહે પ્રભુ ગીરધર મળતાં, સઘળાં કારજ સીધ્યાં.

---

## રાગ—સોરઠ.

તું તો ન્યારો રહીને, ખેલે છે નારાયણુરે ટેક

તારી ઈચ્છા તો સૌ માયા, તેમાં સઘળા ભેદ સમાયા,
તું નિર્ગુણ પણ ગુણ તુજમાં, દીસે ઘણુરે. તું તો.
પવન પાવકનો પિંડ બનાવે, તેમાં ચૈતન્ય તારૂં આવે,
તુંજ ડહાપણ જોતામાં, કાંઇ નહીં મણુરે. તું તો.
નટ જેમ પટને ઓથે રહે છે, સકળ પુતળાં નાચ કરે છે,
તેમ તારા કરમાં સર્વેના તાંતણુરે. તું તો.
એક કળે સૌ જગત હલાવે, ચમક દ્રષ્ટિ જેમ લોહ ચલાવે
ઈચ્છા, જ્ઞાન, ક્રિયા, ગુણ તારા, સોહામણુરે. તું તો.
તું ખેલે છે બાજી તારી, એમાં ન પહોંચે બુદ્ધિ અમારી,
કોટમ તુજને ભજતાં ભાંગે, ભ્રમણુરે. તું તો.

---

## રાગ—સોરઠ.

કાયા છે ત્યાં સુધી કર સ્મરણ કીરતારનું રે, ટેક.

જતન કર્યું જઠરામાં જેને, તારો દેહ રચ્યો છે તેને,
તેણે કામ કર્યું છે અતિ ઉપકારનુંરે. કાયા.

પ્રસવ થયા પહેલું પય કીધું, માતાના સ્તનમાં રચી લીધું,
તેને કારજ સાધ્યું તારા આહારનુંરે. કાયા.
કાન નેત્ર દીધા છે કેવાં, સરવે અંગ અમુલખ એવા,
અંતઃકરણ કીધું છે, વિવિધ વિચારનુંરે. કાયા.
દાંત દીધા છે ચાવણું ચાવવા, અન્ન સરજીઉ ઉદર ભરવા,
કર દીધાં છે કારજ કરવા, વહેવારનારે. કાયા.
સુર દુર્લભ મનુષ્યા દેહ પામી લંપટ ના થાવું લુણ હરામી,
છોટમ શરણું અહીલે. સરજનહારનું રે. કાયા.



રાગ ખ્યાલ

કનૈયો તેરો કાળો, મોહન બંસીવાલો, કેસે બ્યાહુ રાધે. ટેક
કાળો કાળો મતકર ગોવાલણ, જગકો હે રખવાળો શ્યામ
જગકો હે રખવાળો.
કાલીંદ્રીમાં કુદ પડયો હે, કુંક ભયો કાનો હે કાળો.
મોહન બંસીવાળો. ૧
રાધા મેરી એસી ગોરી, જેસો સંદ ઉજીઆરો રાજા જેસો.

કનૈયા તેરા એસો કાળો કેસે કરેંગે મારી રાધા પતીયારો
કેસે બ્યાહુ રાધે કનૈયો.
ઘરઘરકી એ ગૌવા ચરાવે, ઓઢી કામળો કાળો
ઝુંટી ઝુંટી દધી માખણુ ખાયે, કેસે કરેગે મેરી રાધાકો
ગુજારા શામ કેસે બ્યાહુ રાધે. કનૈયો
બંસીકી લટપટ સુણી ગોવાલણુ, બાલક બડો રસાળો
શામ બાલક બડો રસાળોજી
સુરદાસ કે સ્વામી શ્યામળો, સુણુ લીજે મજરો હમારો
શામ કેસે બ્યાહુ રાધે. કનૈયો.



( ગજલ તાલ ધમાલ )

કરો હરિકા ભજન પ્યારે, ઉમરિયા બીત જાતી હૈ. ટેક
પૂર્વ શુભ કર્મ કર આયા મનુજ તન ધરણિમેં પાયા;
ફિર વિષયોંમેં ભરમાયા મોત નહિ યાદ આતી હૈ. ૧
બાલાપન ખેલમેં ખોયા જોબનમેં કામ વશ હોયા,
બુઢાપે ખાટપર સોયા આશ મનકો સતાતી હૈ. ૨

કુટુંબ પરિવાર સુત દારા સ્વપન સમ દેખ જગ સારા,
માયાને જાલ બિસ્તારા નહીં યહ સંગ જાતી હૈ. ૩
જો હરિકે ચરણ ચિત લાવે સો ભવસાગરકો તર જાવે,
બ્રહ્માનંદ મોક્ષ પદ પાવે બેદ વાણી સુનાતી હૈ. ૪

---

# રામાયણમાંથી લીધેલા પ્રસંગો.

## કેવટ આખ્યાન.

---

ચોપાઇ—

જાસુ વિયોગ વિકલ પશુ ઐસે પ્રજા માતુ પીતુ જીવહિ કૈસે.
વર વસ રામ સુમંત્ર પઠાયે સુર સરી તીર આપુ ચલી આયે.
માંગી નાવ ન કેવટ આના કહેઉ તુમારા મરમ મેં જાના
ચરણ કમલ રજ કહ સબ કોઉ માનુષ કરણી મુરી કછુ આહઈ
છુઅત શીલા ભઈ નારી સુહાઇ પાહન તે ન કાઠ કઠીનાઈ
તરણીઉ મુની ઘરની હુઇ જાઈ વાટ પરે મોરી નાવ ઉડાઈ

યહ પ્રતિ પાંસો સબ પરિવારે નહિ જાને કછુ ઔર કબારૂં
જો પ્રભુ અવશી પારગા ચહહુ મોહિપદ પદ્મ પખારન કહહુ

છંદ—પદ પદ્મ ધોઇ ચઢાઈ નાવ ન નાથ ઉતરાઇ ચહો
મોહિ રામ રાઉરી આની દશરથ શપથ સબ સાચી કહો
વરૂ તીર મારહી લછણુપે જહાં લગી ન પાંવ પખારીહું
તબ લગી ન તુલસીદાસ નાથ કૃપાલુ પાર ઉતારી હું

દોહો—સુની કેવટકે વૈન, પ્રમ લપેટે અટપટે
વિહંસે કરણા અયન, ચિતૈ જાનકી લછણુ સન

ચોપાઇ—

કૃપા સિંધુ બોલે મુસકાઈ સોઇ કરહું જેહિ નાવ ન જાહિ
વેગી આની જલ પાવ પખારૂં હોત વિલંબ ઉતારહુ પારો
જાસુ નામ સુમીરત એક વારા ઉતરહિ નર ભવસિંધુ અપારા
સો કૃપાલુ કેવટહિં નીહોરા જેહી જગ કિયે તિહુ પગતે થોરા
પદનખ નીરખી દેવ સરી હરખી સુની પ્રભુ વચન મોહમતિ કરસી
કેવટ રામ રજાયસુ પાંવા પાની કઠવતા ભરિ લઈ આવા
અતિ આનંદ ઉમંગી અનુરાગા ચરણ સરોજ પખારન લાગા
વર્ષિ સુમન સુર સકલ સિરાહી યહિસમ પુણ્યપુંજ કોઉ નાહિ

દોહો—ચરણુ ધોઇ જલપાન કરી આપ સહિત પરીવાર
પીતરપાર કરી પ્રભુહી પુની મુદીત ગએ લઇ પાર



## સવરી રામ મિલાપ.

---

ચોપાઇ—

તાહિ દેઈ ગતિ રામ ઉદારા શબરીકે આશ્રમ પગુ ધારા
શબરી દેખી રામ ગૃહ આયે મુનીકે બચન સમુઝી મન ભાયે
સરસીજ લોચન બાહુ વિશાલા જટા મુકુટ શીર ઉર બનમાલા
શ્યામ ગૌર સુંદર દોઉં ભાઇ, શબરી પરી ચરણુ લપટાઇ
પ્રેમ મગન મુખ બચન ન આવા પુનિ પુનિ પદસરોજ શીરનાવા
સાદર જલ લઈ ચરણુ પખારે પુનિ સુંદર આસન બેઠારે

દોહો—કંદમુલ ફુલ સરસ અતિ. દિયે રામ કહેં આનિ
પ્રેમ સહિત પ્રભુ ખાએઉ, બારહિબાર બખાનિ

ચોપાઈ—

પાણી જોરિ આગે ભઇ ઠાઢી પ્રભુહી બીલોકી પ્રીતિ અતિ બાઢી
કેહિ વિધિ અસ્તુતિ કરોં તુમ્હારી અધમ જાતિમેં જડમતિભારી

અધમ તે અધમ અધમ અતિ નારી તીન મહેં મેં મતિમંદઅઘારી
કહ રઘુપતિ સુન ભામિની બાતા માનોં એક ભક્તિકર નાતા
જાતિ પાંતિ કુલ ધર્મ બડાઇ ધનબલ પરિજન ગુણ ચતુરાઇ
ભકિત હિન નર સોહત કેસે બીનુ જલ વારિદ દેખીય જેસે
નવધા ભક્તિ કહોં તોહિ પાંહી સાવધાન સુનુ ધરૂ મનમાંહિ
પ્રથમ ભકિત સંતન કર સંગા દુસર ભક્તિ મમ કથા પ્રસંગા

દોહો—ગુરૂપદ પંકજ સેવા, તીસરી ભકિત અમાન
ચોથી ભકિત મમ ગુણ ગણ, કરે કપટ તજીગાન

ચોપાઇ—

મંત્ર જાપ મમ દ્રઢ વિશ્વાસા પંચમ ભજન સો વેદ પ્રકાશા
છઠ દમ શીલ વિરતી બહુ કર્મા નીરત નીરંતર સજન ધર્મા
સપ્તમ સબ મોહિમય જગ દેખે મોતે સંત અધિક કર લેખે
અષ્ટમ યથા લાભ સંતોષા સપનેહું નહિ દેખહિ પરદોષા
નવમ સરલ સબસો છલહીના મમ ભરોંસ જીય હર્ષ ન દીના
નવ મહ જીનકો એકો હોઈ નારી પુરૂષ સચરાચર કોઇ
સો અતિશય પ્રીઅભામિની મોંરે સકલ પ્રકાર ભકિત દ્રઢ તો

યોગીવૃંદ દુર્લભ ગતી જોઇ તો કહું આજ સુલભ ભઇ સોઇ
મમ દરશાન ફલ પરમ અનુપા જીવ પાવે નીજ સહજ સ્વરૂપા

## રામ હનુમાન મિલાપ.

ચોપાઈ—

આગે ચલે બહુરી રઘુરાઈ રૂષ્યમૂક પર્વત નિયરાઈ
તહેં રહ સચીવ સહિત સુગ્રીવા આવત દેખી અતુલ બલ સીંવા
અતિ સુભીત કહ સુન હનુમાના પુરૂષ પુગલ બલરૂપ નિધાના
ધરિ બદુરૂપ દેખ તે જાઈ કહી સુજાન જીય સૈન બુઝાઈ
પઠવા વાલિ હોય મન મૈલા ભાગોં તુરત તજો યહ શૈલા
વિપ્ર રૂપ ધરી કપી તહ ગયેઉ માથ નાય પૂછત અસ ભયઉ
કો તુમ શ્યામલ ગૌર શરીરા ક્ષત્રીય રૂપ ફીરહુ વન વીરા
કઠીન ભુમી કોમલ પદ ગામી કવન હેતુ વન વિચરહુ સ્વામી
મૃદુલ મનોહર સુંદર ગાતા સહત દુસહ વન આપત બાતા
કો તુમ તીન દેવમહ કોઉ નર નારાયણ કો તુમ દોઉ ?

દોહો—જગ કારણ તારણ ભવહિ, ભંજન ધરણી ભાર
કો તુમ અખીલ ભુવનપતિ, લીન્હ મનુજ અવતાર

ચોપાઇ—

હસી બોલે રઘુવંશ કુમારા વીધીકર લીખાકો મેટન હારા
કોશલેશ દશરથકે જાયે હમ પીતુ વચન માની વન આયે
નામ રામ લક્ષ્મણ દોઉ ભાઈ સંગનારી સુકુમાર સુહાઇ
યહાં હરી નીશીચર વૈદેહી ખોજત વિપ્ર ફીરહી હમ તેહી
આપન ચરીત્ર કહા હમ ગાઈ આપ કહુ નીજ કથા બુઝાઈ
પ્રભુ પહીચાની પર્યો ગ્રહી ચરણા સો સુખ ઉમા જાય નહી વરણા
પુલકીત તનુ મુખ આવ ન વચના દેખત રૂચીર વેશકી રચના
પુની ધીરજ ધરી અસ્તુતી કીન્હા હર્ષ હૃદય નીજ નાથહી ચીન્હા
ન્યાઉ મૈં પુછા સાઇ તુમ કસ પુછહુ નરકી નાઈ
તવ માયારશ ફીરૈ ભુલાના તાતે મૈં નહી પ્રભુ પહીચાના

દોહો—એક મંદ મૈં મોહ વશ, કુટીલ હૃદય અજ્ઞાન
પુનિ પ્રભુ મોહી વીસારેહુ, દીનબંધુ ભગવાન

ચોપાઇ—

સુનો કપી જીય જાનસી જની ઉના તૈં મંમ પ્રીય લક્ષ્મણ દુના
સમદર્શી મોહી કહ સબ કોઈ સેવક પ્રીય અનન્ય ગતી હોઈ

## રામ વાલી સંવાદ.



ચોપાઈ—

ધર્મ હેતુ અવતરેઉ ગુસાંઇ, મારેઉ મોહિ વ્યાધકી નાઇ
મેં વેરી સુગ્રીવ પિયારા કારણ કવન નાથ મોહિં મારા
અનુજ વધુ ભગિની સુત નારી સુન શઠ યે કન્યા સમચારી
ઇન્હી કુદ્રષ્ટિ વિલોકે જોઈ તાહિ વધે કછુ પાપ ન હોઈ
મૂઢ તોહિ અતિશય અભિમાના,નારિ શીખાવન ધરસી ન કાના
મમ ભુજબલ આશ્રિત તેહિ જાની મારા ચહુસી અધમ અભિમાની

દોહો—સુનહુ રામ સ્વામી સુભગ, ચલે ન ચાતુરી મોરી
પ્રભુ અજહુ મેં પાતકી, અન્તકાલ ગતિ તોરી

ચોપાઇ—

સુનત રામ અતિ કોમલ બાની વાલી શીશ પરસેઉ નીજ પાની
અચલ કરો તનુ રાખહુ પ્રાના વાલી કહા સુનુ કૃપા નીધાના
જન્મ જન્મ મુનિ યતન કરાહિ અન્તરામ કહી આવત નાહિ
જાસુ નામ બલશંકર કાશી દેત સબહિ સમ ગતિ અવિનાશી
મમ લોચન ગોચર સોઇ આવા બહુરિકી પ્રભુ અસ બનહિ બનાવા

છંદ—

સો નયન ગોચર જાસુ ગુણુ નિત નેતિ કહી શ્રુતિ ગાવહિં
જીતિ પવન મન ગો નિરસ કરી મુની ધ્યાન કબહું કી પાવહી
મોહી જાનિ અતિ અભિમાન વશ પ્રભુ કહેઉ રાખું શરિરહિ
અસ કવન શઠ હઠી કાટિ સુરતરૂ વારિ કરહિં કરીરહિ
અબ નાથ કરી કરૂણા વિલોકહુ દેહુ યહ વર માંગઉ
જેહિ યોનિ જન્મઉ કર્મ વશ તહેં રામ પદ અનુરાગઉ
યહ તનય મમ સમ વિનય બલ કલ્યાણ પદ પ્રભુ દીજીયે
ગ્રહી બાંહ સુર નરનાહ અંગદ દાસ અપનો કીજીયે

દોહો—રામ ચરણ દ્રઢ પ્રીતી કરી વાલી કીન્હ તનુ ત્યાગ
સુમંત માળા જીમી ગલેતેં પડત ન જાણે નાગ

---

## હનુમાન વિભિક્ષણુ મિલાપ.

---

ચોપાઈ—

ભુવન એક પુનિ દીખ સુહાવા હરી મંદીર તહા ભિન્ન બનાવા
રામ નામ અંકિત ગૃહ સોહા વરણી ન જાય દેખી મન મોહા

દોહો—રામ નામ અંકિત ગૃહ, શોભા વરણી ન જાય
નવ તુલસી કે વૃન્દ બહુ, દેખી હરષિ કપિરાય

ચોપાઇ—

લંકા નિશીચર નિકર નિવાસા ઇહાં કહાં સજ્જન કર વાસા
મન મહેં તર્ક કરન કપિ લાગે તાહિ સમય બિભીષણુ જાગે
રામ નામ તેહિ સુમિરણુ કિન્હા હૃદય હર્ષિ કપિ સજ્જન ચિન્હા
ઇહિ સન હઠ કરિહૌ પહિચાનિ સાધુ તે હોય ન કારજ હાનિ
વિપ્ર રૂપ ધરિ વચન સુનાયે સુનત બિભીષણુ ઉઠી તહિં આયે
કરી પ્રણામ પુછી કુશલાઇ વિપ્ર કહહું નિજ કથા બુઝાઇ
કો તુમ હરિ દાસનમેં કોઈ મોરે હૃદય પ્રીતિ અતી હોઈ.
કો તુમ રામ દીન અનુરાગી આયેહુ મોહી કરન બડ ભાગી

દોહો—તબ હનુમંત કહી સબ, રામ કથા નિજ નામ
સુનત યુગલ તન પુલક મન, મગન સુમિરી ગુણગ્રામ

ચોપાઈ—

સુનહુ પવનસુત રહનિ હમારી જિમી દશનમેં જીભ બિચારી
તાત કબહું મોહિં જાનિ અનાથા કરિહહિં કૃપા ભાનુકુલ નાથા
તામસ તનુ કછુ સાધન નાહિ • સરોજ મનમાંહિ

અબ મોહિં ભારી ભરોસા હનુમંતા બિનુ હરિકૃપા મિલહિં
નહિં સંતા

જો રઘુવીર અનુગ્રહ કીન્હા તો તુમ મોહિં દરશ કપી દીન્હા
સુનહુ બિભીષણુ પ્રભુકી રીતી કરહીં સદા સેવકપર પ્રીતિ

---

ગઢ પરવતસે ચલા દીગંબર, મથુરા નગરી આયા હો (૨)
જોગી દુવારે આયા નંદ ઘેર, જોગી દુવારે આયા હો. ગઢ.
વાઘંબર પીતાંબર શોભે, સેષ નાગ લપટાયા હો,
મુખકે ઉપર તીલક ચંન્દ્રમા, જોગી જટા બઢાયા હો ગઢ.
ખટર ખટર ગળે રૂદ્રકી માળા, ફટર ફટર મૃગ છાલા હો,
ભચર ભચર બાવો ભંગજ ચાવે, અજબ રૂપ ધરી આયા હો.
ભીક્ષા લેઇ આઇ નંદરાણી, કંચન થાળ પુરાયા હો,
લ્યો ભીક્ષા આસન પર જાઓ, મેરા ગોપાલ ડરાયા હો. ગઢ.
ના ચૈયે તેરી દોલત દુનીયા, ના ચૈયે માલ ખજાના હો,
તેરા બાલકકા દરશન કરના, મેરા ગુરૂને બતલાયા હો. ગઢ.
બાળક લેઇ આઈ નંદરાણી, અંચળ ઓથ છુપાયા હો,
પાંચ બેર પરકમા કરકે, સીંઘી નાદ બજાયા હો. ગઢ.

ચૌદ ભુવનકા અંતર જામી, બાળક રૂપ બનયા હો,
દાસ નારણુસીંગ ગુરૂ પ્રતાપે, શંભુ દરશન પાયા હો. ગઢ.

---

## શ્રીકૃષ્ણુજીનું પારણુ.

---

હલલલ હાલ વાલરે પ્રભુજી પારણીઆમાં પોઢો
ઘુમલડી ઘાલ વાહલરે પ્રભુજી પારણીઆમાં પોઢો
મોર પુતળીને રે ચકલી ઝુંમખડે ઝાઝી ટાંગી
પારણીઆને ફરતી ઘુઘરી રતન ચુનીઓ ચળકે
હલલલલ (૧) ઘુમડલી (૨)
સોના કેરૂ પારણું ને કોર વીજળી જેવી
ચારે છેડે ચાર ચંદ્રમા મેલ્યાં વચમાં સુરજ રચીઓ
હલલલલ (૧) ઘુમઢલી (૨)
સોનાની છે સાંકળી ને સુંદર હીરની દોરી
માતા જશોદા લાલને ઝુલાવે ઉભી વ્રજની ગોપી
હલલલ (૧) ઘુમલડી (૨)
હીર ચીરનાં બરોતીઆને ધાવણી હાથમાં આપી

લાડકવાયો લાલ રૂવે ત્યારે માતા જશોદા ધવરાવે
હલલલ (૧) ઘુમડલી (૨)

હસતોને રમતો રંગીલો આવે ને નંદરાય બોલાવે
પ્રેમ કરી પારણીએ પોઢો મહેર કરી મારે વાહલે
હલલલ (૧) ઘુમડલી (૨)

ધુમ મચી જશોદાને આંગણે જોવા છેલ છબીલો
ગોપી ગોવાળો ટોળે મલ્યા છે પ્રેમી જન ઘણા ભકતો
હલલલલ (૧) ઘુમલડી (૨)

અબીલ ગુલાલ ઉડે અતિ ઝાઝાને નમીનમી લોક વધાવે,
માતા જશોદા આરતી ઉતારે જયજય વૈકુંઠ રાયે
હલલલલ (૧) ઘુમલડી (૨)

---

ું કહીએ જસોદા માડી, કાનાના લક્ષણ ભારી. મારી માડી.
શામળીઓ તારો ચોર છે.

ામે સુણો જશોદા માડી, હવે વાત કહું વીસતારી. મારી માડી.
શામળીઓ માખણ ચોર છે,

ા સખીઓ બેઠી સાથે, આવ્યો ગ્વાલબાળ સંગાથે. મારી માડી.

શી કેથી માટ ઊલાયું, મારૂં માખણ ખાવા માંડ્યું. મારી.
ગ્વાલબાળે માખણ પીધું, મારૂં ઘર ધુળધાણી કીધું. મારી.
એને પીવાય એટલું પીધું, બાકીનું ઢોળી દીધું. મારી.
એને ગોરસ લાગે મીઠું, જાણે કોઇ દહાડે નવ દીઠું. મારી.
મેં પુંઠેથી પકડી લીધો, મારા મોં પર કોગળો કીધો. મારી.
હું પકડી એને ખીજી, ત્યારે આંખો દીધી મીંચી. મારી.
હું પકડી ને અહીં લાવી, મારા વરની બાંય ઝલાવી. મારી.
દાસ છોટાનો સ્વામી કાળો, લટકાળો ને રૂપાળો. મારી.

---

## શ્રી ભગવાનનાં ૧૦૮ નામ.

---

ગુરૂ ગોવીંદ કૃપાનીધી કેશવ કમળાનાથ કૃપાળ
કમળ નયન કરૂણાસાગર શ્રી કૃષ્ણ હરે ગોપાળ
ગોપીજન વલ્લભ ગીરધારી શ્રી ગોપનાથ ગોપેશ
ગોકુળચંદ્ર ગદાધર ગોમતી પ્રિય રમેશ
નારાયણ નૃસિંહ નરોતમ નંદલાલ નરરૂપ

જગન્નાથ જળસાઇ જનાર્દન જોતીરૂપ જગરૂપ
જગદાધાર જશોદા નંદન જગજીવન જુગનેસ
શ્રી જુમના વલભ જુગ વંદન જગદીશ્વર જમુનેસ
ચક્રપાણી ચત્રુભુજ અચ્યુત ચિદાનંદ શુભકંદ
ચતુર બાહુ ચાણું રતન મર્દન શ્રીધર પરમાનંદ
દયાસીંધુ દામોદર દીનપતી દીનાનાથ દયાલ
દીનબંધુ પ્રભુ દેવકીનંદન નરપતિ સુરપતીપાળ
શ્રીપતિ પદમાપતી રાધાપતી કમળાપતી ભવેસ
દધીજાપતી રૂક્ષમણીપતી સાગર સીતાપતી રૂષિકેસ
પદમ નાભ પુરશોતમ પરીબ્રહ્મ પરમ પુરૂષ પરમેશ
પુષ્કરાક્ષ પરમાક્ષ પરમ પ્રભુ મધુસુદન મથુરેશ
ધરણીધર અવનીધર ભુધર વસુપતી મહીધારી
કૌસ્તુક ભુધર પીતાંબરધર વંસાધર કુંજબિહારી
માધવ સુરમર્દન મધુમર્દન મતીવીક્રમ સુખધામ
મુકુંદ મેઘવરણ મહાબાહુ જદુપતી સુંદર શ્યામ
શ્રી રામચંદ્ર પ્રભુ દશરથ નંદન દયાસીધુ ભગવંત
માંમ પાહી પાહી માંમ પાહી માંમ પુરાણાંનંદ અનંત
અષ્ટોસ્ટર શ્રી નામ કૃષ્ણના ગણી ગણી જે જન ગાય

રોગ દોષ દુખ કલેશ જશે, વળી પળમાં પાપ પલાય
મન વાંછીત ફળ તેને મળશે દયો કહે પ્રભુ વાણી
કોટીક કાર્ય તજીને ભજીલે દઢકર સારંગપ્રાણી

---

ભવસાગરથી નાવડી હમારીરે તારો તારો ગુરૂજી એક વારી
તોફાનમાં પડી નાવડી હમારી હવે બુડવાની થઇ છે તઇયારીરે.
ભવસાગરથી.

કામના છે કછવા ને મોહના છે મછવા
મદ મધરથી લેજો ઉગારીરે—તારો તારો ગુરૂજી.
મોહ તણા માંહી જાળમાં ફસાયો ને માયા નીરભર્યું ભારી
ગોળ કુંડાળુ ફરે નાવડી હમારી હવે બુડવાની થઈ છે તઈ-
અરીરે—તારો તારો ગુરૂજી
પ્રભુ કૃપાએ મારા સ્વામી પધાર્યા નાવડીને ખુબ હલકારી
સંતોષરૂપી સઢ મુકયો છુટયો એવા ભગતોને લીધા ઉગારીરે
તારો તારો ગુરૂજી એક વારી.

---

ગઝલ તાલ.

હે પીયા દર્શન મુઝે તુમરા વીયોગ સતા રહાહે ટેક.
છોડ કર ઘરમેં મુઝે તુમ જા બસે પરદેશમેં

યહ મેરા દીન ચારકા જોબન મુફ્તમેં જા રહા હૈ. ૧
ખાના વ પીના સોવના ઘર કામ કાજ ભુલા દીયા,
દીન રાત મન મેરા તેરે મીલનેકી આશ લગા રહા. ૨
તેરા કહા માના નાહે યહ ભુલ મેરી હય સહી,
અબ તો દયા કર માફ્ કર દીલ હમેરી પછતા રહા ૩
જાન કર દાસી સદા આય કે મુઝે મીલ જાઇએ,
બ્રહ્માનંદ ચરણુ નમે તેરે કર જોડ અરજ સુના રહાં. ૪

---

ગઝલ તાલ

માન લે કહના મેરા દુનીયાંકી લાલચ છોડ દે. ટેક.
ચાર દિનકી જીંદગી આખીર યહાસે જાયગા,
સબ તરફ્સે દિલ હટા હરિકે ચરણુમેં જોડ દે. ૧
યહ સભી સ્વારથભરે જીનકો પિયારે જાનતા,
ભજન કર પ્રભુકા સદા સબસે પ્રીતિ તોડદે. ૨
બાલકપણુા જોબન ગયા બુઢા હુયા મરણે લગા,
અબતો મુરખ ચેતકર વિષયોંસે મનકો મોડદે ૩
યહ તેરા મનુષ જન્મ પલપલમેં બીતા જા રહા,
બ્રહ્માનંદ મીલે નહી ફીર જો તું લાખ કરોડ દે. ૪

---

( ગઝલ તાલ ધમાલ )

રામ દશરથકે ઘર જન્મે ઘરાના હો તો એસા હો
લોક દર્શનકો ચલ આયે સુહાના હાતો એસા હો ટેક
યજ્ઞકે કામ કરનેકો મુનીશ્વર લે ગયા બનમેં
ઉડાયે શીશ દૈત્યનકે નિશાના હો તો એસા હો. ૧
ધનુષકો જાયકર તોડા જનકકી રાજધાનીમેં,
ભુપ સબ મનમેં શરમાયે લજાના હોતો એસા હો. ૨
પિતાકી માનકે આજ્ઞા રામ બનકો ચલે જબહી,
ન છોડા સંગ સીતાને જનાના હો તો એસા હો. ૩
સિયાકો લે ગયા રાવણુ બનાકર વેષ જોગીકા
કરાયા નાશ સબ અપના દિવાના હોતો એસા હો ૪
પ્રીત સુગ્રીવસે કરકે ગિરાયા બાણુસે વાલી
દિલાઇ નાર ફિર ઉસકી યરાના હોતો એસા હો. ૫
ગયા હનુમાન સીતાકી ખબર લેનેકો લંકામેં
જલા કરકે નગર આયા સિયાના હો તો એસા હો. ૬
બાંધ સેતુ સમુદ્રમેં ઉતારા પાર સેનાકો,
મિટાયા વંશ રાવણુકા હરાના હોતો એસા હો. ૭

રાજ્ય દેકર વિભીષણુકો અયોધ્યા લોટકર આયે,
વો બ્રહ્માનંદ બલ અપના દિખાના હો તો એસા હો. ૮

---

કૃષ્ણ પ્યારે શામળે દરશન દીખાતે કયું નહીરે (૨)
દીલ ધડકતા હૈ મેરા જલવા દીખાતે કયું નહીરે (૨)
તુમને અરજુનકો સુનાઈ ગીતા રથમેં બેઠકે;
એકહી અપના બચન, હમકો સુનાતે કયું નહીં રે (૨)
વૃંદ્રાવનકી કુંજમેં કયા બજાતાથા બંસરી,
ઓ મન મોહન મધુરી બંસી, હમકો સુનાતે કયું નહીરે. [૨]
એ જીંદગીકા કયા ભરોંસા મીલના હોય સો આઇ મીલ
અગર નહિંતો લેકે ખંજર માર જાતે કયું નહિંરે [૨]
પ્રેમકી તુજકો કસમ હે અગર જો મીલના ના મુજે,
તો તું અપના હાલ મુજકો, કહે કે જાતા કયું નહીરે (૨)

---

શામળીયા પીતાંબર ધારી,
તારી ગરૂડ ઉપર અસવારી હો શામળીયા.
રાધાવર રંગના રસીયા,

મારા હ્રદય કમળમાં વસીયા હો શામળીયા.
પ્રભુ મુખપર મોરલી ધારી,
જાઉં ચરણુ કમળ બલીહારી હો શામળીયા.
પ્રભુ પીળાં પીતાંબર શોભે,
તે જોતાં મનડુ લોભે હો શામળીયા.
રણુછોડ રંગી, મારા જન્મ જન્મના સંગી
હો શામળીયા.
રણુછોડ રાયા, મને લાગી તમારી માયા,
હો શામળીયા.
પ્રભુ દ્વારકાંથી આવ્યાં,
ભકતોને લાડ લડાવ્યા હો શામળીયા.
હરીદાસ છોટાના સ્વામિ,
ઘટ ઘટ છો અંતરજામી હો શામળીયા.

---

આનંદ મંગળ આજરે—સામળીઆ વહાલા
નીરખવા નંદ કુમારરે—સામળીઆ વહાલા
પીળા પીતાંબર પહેરીઆં—સામળીઆ વહાલા
કપાળે તીલક કેસરીઆં—સામળીઆં વહાલા
માથે મેવાડી રૂડા પાઘરે—સામળીઆ વહલા

દરસન નો મલ્યે રૂડો લાગરે—સામળીઆ વહાલા
બાંહેછે બાજુ બંધરે—સામળીઆ વહાલા
છાતીએ ભગુ લંછનરે—સામળીઆ વહાલા
ઉર ગજ મોતી કેરા હારરે—સામળીઆ વહાલા
કટીએ કંદોરા બેને ચારરે—સામળીઆ વહાલા
દાસ છોટાના સ્વામી સામળા—સામળીઆ વહાલા
મુકોને મનકેરા આમળા—સામળીઆ વહાલા

---

હરી ભજવાનું ટાણું રે [ ૨ ]
વાલીડા તમને નહી મળેરેજી.
મનખો તારો નહી આવે વારંવાર [૨] હરીભજવાનું
વાગોળ થઈ અવતરશોરે ઊંધે માથે લટકશોરેજી,
મુરખ ખાસો ગોફણુ કેરા માર [૨]
ગોફણોના ગોળારે વાલીડા તમને વાગશેરેજી. હરી.
બળદ થઇ અવતરશોરે આડા ચીલા કાપશોરેજી,
મુરખ ખાસો પરોણા કેરા માર [ ૨ ]
પરોણાની આરોરે વાલીડા તમને વાગસેરેજી. હરી.
કુતરા થઇ અવતરશોરે ગલીએ ગલીએ ભટકશોરેજી,

મુરખ ખાસો લાકડીઓ કેરા માર [૨]
લાકડીઓના મારરે વાલીડા તમને વાગશેરેજી. હરી
ગુરૂને પ્રતાપે જેઠીદાસ બોલીયારેજી,
શોધી કાઢો સંત પુરૂષનો સાથ,
જન્મ મરણુની પીડારે [ ૨ ]
વાલીડા તારી ભાંગશેરેજી. હરીભજવાનું.

---

વહાલા વેગે આવોરે, દયા દીલ લાવોરે
ભીડું મારી ભાગવારેજી.
નહીં આવો તો જાશે તમારી લાજ (૨) વહાલા
પાપ તાપ સંતાપથી પૃથ્વી પામી ત્રાસ.
ગૌ રૂપે શરણે જતાં પ્રગટયા શ્રી અવીનાશ.
એ શરણુ તમારૂંરે, સુખ કરનારૂંરે. વહાલા.
મીરાં ધ્રુવ પ્રહલાદને ભાવીક નરસિંહદાસ,
અનેક ભક્ત ઉગારીયા એની છે હમને આશ;
આશ છે તમારીરે, હરિ ઉરમાં ધારીરે. વહાલા.
હેમનો દવ વરસ્યો હરિ, ટાઢે કંપે કાય
વસંત દરશન દાખવી, હુંફ કરો રઘુરાય.
હરિ હૃદય આધારારે, કરૂ નહી ન્યારારે. વહાલા.

# હોરી.

વૃજમાં હરી હોરી મચાઈ અચરજ મેરો કહોને જાઇ વૃ.

ઉડત ગુલાલ લાલ ભયા બાદલ છુટત હૈ પીચકારી,
વૃંદ્રાવનકી કુંજ ગલનમેં કુમ કુમ કીચ મચોરી
શ્યામ સંગ ખેલન આઇ. વૃજમાં.

ઈતસે આયે સુઘડ રાધીકા ને ઉતસે કુંવર કનાઇ,
હીલી મીલી ફાગ પરસપર ખેલે એ સુખ બરણ્યો ન જાઇ
નંદ ઘેર બજત બધાઇ. વૃજમાં.

રાધે સાન કરી સખીયનકું ઝુડ ઝુડ ઊઠી જાઈ
લપટ ઝપટ લીઓ શ્યામ સુંદરકો બર જસ પકર લે આઈ,
લાલકુ તો નાચ નચાઈ. વૃજમાં.

મોરલી પીતાંબર લીઓરે છીનાઇ ને શીર પર ચુંદરી ઓઢાઈ
બીંદી ભાલ નૈનો બીચ કાજલ નકુવેસર પહેરાઇ
માનુ નવિ નાર બનાઇ. વૃજમાં.

સુકત તનુ મેરે મુખ હસત હૈ ને કયારે ગઇ ચતુરાઇ
કયાંરે ગએ અબ બીના તુમારે કયાંરે જશોમતી માઇ
લેત કોણ તમકુ છોડાઇ. વૃજમાં.

ફુગવારે લેઉંગી જબી જાને દેઉંગી કરીઓ કોટી ઉપાઇ
દીયો ચુકાય કસર સબ દીનહી તુમહો ચોર કનાઈ
બોત દધી માખણ ખાઇ. વૃજમાં.

રાસ વીલાસ રચ્યો વૃંદ્રાવન વ્રજવનિતા જદુરાઈ
રાધે શ્યામકી જોડી જુગલપર સુરશ્યામ બલ જાઇ
ચીત ઉર રહેન સમાઇ. વૃજમાં હરી હોરી

---

પદ ૨ જું.

શામળો નેકી બેન બજાવે,
ઘર ઘરસેં ગોપી ચલી આવે સુણી મોરલી સુખ પાવે
કોઇ સખી તાલ મૃદંગ બજાવે કોઈ નાચે કોઇ ગાવે
શ્યામ જોઇ અતી સુખ પાવે. શામળો.
કોઇ સખી અબીલ ગુલાલ ઉડાવે કોઈ પીચકારી ચલાવે
કોઇ સખી નોતમ કૌતુક કરકે મન મોહન રીઝાવે
શ્યામ જોઈ મોહ બતાવે. શામળો.
બ્રહ્મા મહેશ્વર શેષ દેવ મુની કૌતુક દેખન આયે

નાચત ભયે અપછરા મુદીત મન તાનમેં તાન મીલાવે
શ્યામ જોઇ મોહમચકાવે. શામળો.

જય જય કાર ભયો ત્રીભુવનમાં ને દુંદુભી ગેમ સુનાવે
મુકતાનંદ ભાગ બડો બ્રિજ જનકો નીગમ અતી ગુણ ગાવે
સારદા અતી સુખ પાવે. શામળો.

---

( રાગ માઢ )

રે અવતારી, છો ગીરધારી, તમપરવારી, હો સુખકારી દીસો
છો સુંદીર શ્યામ,
રે વૃજનારી, સરવે વિસારી, લે છે કુંજબીહારી, નીત્ય તમારૂં
નામ (૧)

સાખી

મધુવનમાં, ગૌવનમાં, ગોપનમાં, મુનીજનમાં, અંગનમાં, દીસો
છો આપ
દરશનમાં, પરસનમાં, મધુરી સુખ લાવનમાં તમનના ટાળો
છો તાપ. (૨)

સાખી.

પા ણી, ગાત્રાથી, સાને સમજાવાથી, નાત્રાથી જમના નીર

ઝટપટ બોલાવાથી વશ કીધા જાવાથી ખાંવાથી ચોરીને

ખીર. (૩)

સાખી.

બગમાંથી કળમાંથી, છળમાંથી, હાથી રાખ્યો હોંશીયાર,
નળમાંથી સ્થળમાંથી, કૌરવના દળમાંથી, પાંડવોનો ઓદ્ધાર. (૪)

સાખી.

દુઃખ હરવા સુખ કરવા ફરી નહી અવતરવા રંકની સુણજો રાવ.
ચીત ઠરવા કૃત સરવા જમડાથી નહી ડરવા ભવ તરવા પીંગળ

ભાવ. (૫) રે અવતારી

---

કયા લાયા કયા લે જાવેગા બીના દીયા કુછ મીલતા હે
રામ નામકા સુમરણ કરી લે દેને વાલા દાતા હે—કયા લાયા.
મટી ચુન ચુન મહેલ બનાયા મુરખ કહે ઘર મેરા હે
ના ઘર તેરા ના ઘર મેરા આખર જંગલ ડેરા હે—કયા લાયા.
કોડી કર કર માયા જોડી, જોડ જમાનપે ધરતા હે,
જેસી જીસકી કીસમત આવા, એસા ઉનકુ મીલતા હે.—કયા લાયા.

કોઇ દાન ચઢના હાથી ઘોડા, કોઇ દાન મલમલ ખાસા હે;
કોઇ દાન ઓઢના પડલીસી કમલી, કોઇ દાન જંગલ બાસા હે—ક્યા.
કહેત કબીરા સુન ભાઇ સાધુ, જન્મ અમુલખ પામ્યા હે
રામ નામકા સમરણ કર લે હેને વાલા દાતા હે--ક્યા લાયા.

---

રાગ ધનાશ્રી

જમુનામેં કુદ પર્યો. કનૈયો તેરો,
જમુનામેં કુદ પર્યો--ટેક.
કાળો કાળો નીર, કાલીંદ્રીકો ભરીયો,
નીર તો દેખીને ના ડર્યો. કનૈયો તેરો
માતા જશોદા રૂદન કરે છે;
નયનુંમે નીર ભર્યો. કનૈયો તેરો
ટચલી આંગળીએ વહાલે, ગોવર્ધન તોળ્યો;
ઇન્દ્રકો માન હર્યો. કનૈયો તેરો
બાઇ મીરાં કહે પ્રભુ, ગિરધરના ગુણ;
ચરણુંમેં ચિત્ત ધર્યો. કનૈયો તેરો

---

## રાગ કવ્વાલી.

થવાનું ના થવાનું કહે નજુમી કોણ એવો છે
ન જાણ્યું જાનકી નાથે સવારે શું થવાનું છે
અરે લંકેશ બહુ બળીયો, થયો બેહાલ ન જાણ્યું
જગત સૌ દાખલા આપે; સવારે શું થવાનું છે
જુવો પાંડવ અને કૌરવ, બહુ બળીયા ગણાયા છે.
ન જાણ્યું ભીષ્મ જેવાએ સવારે શું થવાનું છે.
થઈ રાજા રમ્યા જુગટુ ગુમાવ્યું પત્ની સાં સાથે,
ન જાણ્યું ધર્મ જેવાએ સવારે શું થવાનું છે.
હતી સત્યા રૂપે અહલ્યા, જગતમાં વાત જાહેર છે,
ન જાણ્યું જ્ઞાની ગૌતમે સવારે શું થવાનું છે.
સ્વરૂપે મોહીની દેખી, સહુજન દોડતાં ભાસે;
ભુલ્યા યોગી થઇ ભોળા સવારે શું થવાનું છે.
થવાનું તે થવા દેજે, ભલે મન મસ્ત થઇ રહેજે,
બની મસ્તાની જાણ્યું ના સવારે શું થવાનું છે.
હજારો હાથ નાંખે છે, હજારો મોજમાં મશગુલ,
હજારો શોચમાં છે કે, અમારૂં શું થવાનું છે.

# થાળ.

જમવા પધારોને સુંદીર શામળા બંસીધર શ્રી હરી,
જમવા આવોને નંદલાલ ઘેર માહરે બઈજીનું સાલ.
હુંતો જાઉં તમપર વારીજી, જમવા.
શીરો સાકરનો તો કીધો પીરસીને આગળ દીધો,
જોઈએ જેવો તેવો કીધોજી. જમવા.
લાડુ પુરી ને દુધપાક કઢી કીધી છુટી વાલની દાળ,
પીરશ્યા પરવરના શાકજી. જમવા.
કેરી કરમડાના અથાણા રાઈતા ઘણી જાતના કીધા,
પાપડ તીખાને તમતમતાજી. જમવા.
ભાત ત્રણ પંખારીનો કીધો, ઉપર ઘીગો દોરો દીધો,
છુટી સેવો જેવો કીધોજી, જમવા.
ભરી જુમના જળની ઝારી આચમન કરીએ મોરારી,
લઈએ પાનને સોપારીજી, જમવા.
થાળ મીરાં બાઈએ ગાયો ભોજન રૂડી રીતે પાયો,
ગીરધરલાલે આરોગ્યોજી, જમવા.



## પાન બીડી.

લેતે જાનેરે શામળીઆ બીડી પાન પાનકી [૨]
કાથો ને ચુનો રામા લવીંગ સોપારી પ્યારે
બીડી બની છે નાગર પાન પાનકી. લેતે જાનેરે
વંદ્રાવનમાં રાસ રચ્યો છે:
જોડી બની છે રાધેશ્યામ શ્યામકી. લેતે જાનેરે
હમ તુમ મીલકે ચોપટ ખેલે પ્યારે,
બાજી બની છે, દીલો જાન જાનકી. લેતે જાનેરે
ચંદ્ર સખી ભજો બાળકૃષ્ણકું,
જોડી બની છે રાધેશ્યામકી, લેતે જાનેરે

---

## આરતી.

ઉતારો આરતી શ્રી કૃષ્ણ ઘેર આવ્યા,
માતા જસોદા કુંવર કાન ઘેર આવ્યા,
હરખને હુલામણે શામળીયા ઘેર આવ્યા,

ઝીણે ઝીણે ચોખલીએ મેં મોતીડે, વધાવ્યા રામ,
ઉતારો આરતી શ્રીકૃષ્ણ ઘેર આવ્યા.

---

શ્રી રામચંદ્ર કૃપાળુ ભજમન હરણ ભવ ભય દારૂણ
નવકંજ લોચન કંજ મુખકરકંજ પદકંજારૂણં,
કંદર્પ અગણિત અમિતછબી નવનીલ નીરજ સુંદીરં
પટપીત માનહુ તડિત રૂચિશુચિ નૌમી જનકસુતાવરં
શિર કિરિટ કુંડલ તિલક ચારૂ ઉદાર અંગ વિભૂષણં
આજાનું ભુજ શર ચાપધર સંગ્રામ જીત ખરદૂષણં
ભજ દીનબંધુ દિનેશ દાનવ દલન દુષ્ટ નિકંદનં
રઘુનંદ આનંદકંદ કૌશલચંદ દશરથ નંદનં
ઇતિ વદિત તુલસીદાસ શંકર શેષ મુનિ મનરંજનં
મમ હૃદયકુંજ નિવાસ કરી કામાદી ખળદળ ગંજનં

---

## કર્તવ્યમાં મુકવા લાયક શિક્ષા વચનો.

ॐ हरे राम हरे राम राम राम हरे हरे
हरे कृष्ण हरे कृष्ण कृष्ण कृष्ण हरे हरे.

૧ જીવનની એક ક્ષણ કરોડો સોના મ્હોરોથી પણ ખરીદી શકાતી નથી, તેને વ્યર્થ ગુમાવવા જેવી બીજી કંઇ નુકશાની છે ?

૨ સદ્‌ઉદ્યોગ સદ્‌ભાગ્યનો સહોદર છે, આજની કિમ્મત આવતી કાલથી ડબલ છે. આજે બને તે કાલ ઉપર રાખો નહી.

૩ વખત કુદરતનો ખજાનો છે, ઘડી અને કલાકો તેની તીજોરીઓ છે, પળો કે ક્ષણો તેના કિમતી હીરા છે, ડાહ્યા માણસો કિમતીમાં કિમતી હીરાને ગુમાવવા કરતાં એક પળને વ્યર્થ ગુમાવવામાં વધારે નુકશાની સમજે છે.

૪ જ્ઞાન અને વિવેક ખરી આંખો છે, એના વિના માણસ છતાં આંખે આંધળો છે, તે ખાડામાં પડે તેમાં નવાઇ શું ?

૫ ડોકટર, બેરિસ્ટર કે પ્રોફેસરની ડિગ્રી મેળવવામાંજ કેળવણીનો હેતુ પુરો થતો નથી. પણ જાહેર સેવા બજાવવામાં અને આત્મ શ્રેય સાધવામાં તેનો ખરો હેતુ પાર પડે છે, ખરી રીતે જેનાથીમનમારતાંશિખવાય તેજખરીકેળવણી.

૬ જે માણુસ પોતાની ઇચ્છાને કાબુમાં રાખી શકે નહી, તે જીવનની મુશ્કેલીઓ દુર કરી વિજય મેળવી શકે નહી.

૭ સમાજસેવા અને દેશસેવા એ ઉત્તમ છે પણ આત્મસેવા એ સર્વથી ઉત્તમ છે; કેમકે જગતના સર્વ પ્રાણીઓને આત્મવત્ ગણે, પરધન પથ્થર સમ ગણે, અને પરસ્ત્રી માતા તુલ્ય માને તેનાથીજ આત્મશેવા થઈ શકે છે.

૮ પ્રશંસાની ઇચ્છા રાખો નહી. પણ પ્રશંસા થાય તેવાંકાર્યો કરો કીર્તી સત્કાર્યનીસાથેજ રહેછે.

૯ જો તમારે મ્હોટા થવું હોય તો પ્રથમ ન્હાના બનો, ઉંડા પાયો નાખ્યા વિના મ્હોટું મકાન ચણી શકાતું નથી.

૧૦ મ્હોટાઇનું માપ ઉમ્મરથી કે શ્રીમંતાઇથી નહી પણ અક્કલથી કે ઉદારતાથી થાય છે. માટે ડાહ્યા અને ઉદાર બનો.

૧૧ તલવારની કિમ્મત મ્યાનથી નહી પણ ધારથી થાય છે તેમ માણુસની કિમ્મત ધનથી નહિ પણ સદાચારથી થાય છે.

૧૨ વૈર લેવું એ હલકાઇનું કામ છે, ત્યારે ક્ષમા કરવી એ મહોટાઇનું કામ છે; વૃક્ષો પત્થર મારનારને પણ ફળો આપે છે.

૧૩ વાદળાંઓ વરસે અને વૃક્ષો ફળે ત્યારે નીચે નમે છે, તેમ સમૃદ્ધિ પામ્યા પછી વધારે નમ્ર બને તેજ સજ્જન ગણાય.

૧૪ વરસાદ માંગ્યા વગર વરસે છે તેમ સજ્જનો માંગ્યા વગર પોતાની સમૃદ્ધિ પરોપકારના કામોમાં ખરચે છે.

૧૫ મોટી પદવીએ ચઢયા પછી ગરીબોન ઉપર તેજ શેતાન, શેતાનના ઉપર કાંઈ શીંગડા ઉગવાં નથી.

૧૬ સખાવત સ્વર્ગ ના કુંચી છે, અને દયા ખાનદાનીનો ખજાનો છે; પથ્થર જેવા હૃદયની સાથે ખાનદાની રહેતી નથી.

૧૭ નદીનું પાણી અસલ સમુદ્રમાં ભળે છે, તેમ દાન આપનારની દોલત પાછી વ્યાજ સીધે દાતાનેજ મળે છે.

૧૮ બુરાઇને બદલે પણ ભલાઇ કરે અને અપકા-

ાનો પણ ઉપકાર કરે તે ખરો સત્પુરૂષ જાણુવો

૧૯ ચડતીમાં ગર્વ ન કરે, પડતીમાં ખેદ ન કરે અને શરણાગતનો કદી પણ ત્યાગ ન કરે, તેજ મ્હોટો માણુસ.

૨૦ સાંભળે કે ગ્રહણ કરેતેનેજ શિખામણ આપવી સારી; મૂર્ખને શિખામણ દેવી તે સર્પને દુધ પાવા બરાબર છે.

૨૧ બીજાને ઠપકો આપો તેજ અવગુણ પોતામાં હોય તો, પ્રથમ પોતાનો અવગુણ દુર કરવો પછી બીજાને કહેવું.

૨૨ ચોર, વ્યભિચારી, ધર્મદ્રોહી, માણુસથી હમેશ દુર રહેવું, તેમની સોબત પાયમાલીમાં ઉતારનારી છે.

૨૩ અનેક યુધ્ધોમાં જીત મેળવનાર યોદ્ધા કરતાં મનોરાજ્ય ઉપર જીત મેળવનાર મ્હોટો યોધ્ધો ગણાય.

૨૪ શ્રીમંતો અને ત્યાગીઓને સંતોષ માં જે સુખ મળી શકે, તે સુખ બીજી કોઇ પણ ચીજમાં મળતું નથી,

# દોહરા.

રામ નામકી લુંટ હે, લુંટ શકે તો લુંટ;
પીછેસે પસ્તાયગા, પ્રાણ જાયગા છુટ.

સારે જુગકી સંપત્તી, શ્વાસાસમ નહી હોય;
સો શ્વાસા રઘુનાથ બીના, તુલસી વૃથા નવ ખોય.

સર્વ રતન દીએ નવ મીલે, આયુષ લવકો શ્વાસ;
ઓ શ્વાસા સબ મુર્ખને, કીયો વિષયમાં નાશ.

પરધન પથ્થર જાણીએ, પરસ્ત્રી માત સમાન;
ઈતના કરે હરી ના મીલે, તો તુલસીદાસ જમાન.

દયા ધરમકો મુલ હે, પાપ મુલ અભિમાન;
તુલસી દયા ન છોડીએ, જબ લગ ઘટમાં પ્રાણ.

પરમારથકે કારણે, સબ ધન ડાલે કોય;
મુરખ જાણે ગીર પડે, દીન દીન દુના હોય.

પુરાણકો પાર નહિ, વેદાન્તકો અંત નહિ;
વાણિ તો અપાર કહો, કહાં ચીત દીજીએ.

લાખનકી એક કહું, કરોડકી એક કહું;
સબહીમે સાર એક, રામ નામ લીજીએ.

## શ્રી રામ નામ સત્ય છે.

મુખ પ્ર૦ ધર્મ વિજય પ્રેસ—અમદાવાદ.